

सनातन धर्मनी गर्जनाओ.

# योगीनी अगाध शक्ति तथा

# श्री मार्कंडेय ऋषिनुं दिव्य चरित्र.

| | | |
|---|---|---|
| વર્ષ ૩ જું. | વાર્ષિક મૂલ્ય રૂ. ૦-૮-૦<br>ટપાલ ખર્ચ માફ. | ગર્જના ૨૯-૩૩ |


| | |
|---|---|
| રચનાર<br>પીતાંબર ગોવિંદરામ<br>ભટ્ટ.<br>સાણંદ. | છપાવી પ્રસિદ્ધ કરનાર<br>મણિલાલ મગનલાલ ત્રિવેદી<br>મંત્રી, શ્રી સનાતનધર્મ પુસ્તક<br>પ્રસારક મંડલ—અમદાવાદ. |



મૂલ્ય રૂ. ૦-૫-૬ આવૃત્તિ ૧ લી.

શાકે ૧૮૩૭. પ્રત ૨૦૦૦





શા. સોમાલાલ મંગળદાસે પોતાના ધી ગુજરાત પ્રીન્ટીંગ

પ્રેસમાં છાપ્યું— પાંચકુવા અમદાવાદ.

॥ ॐ नमः श्रीमन्नाथपरमात्मने ॥

# યોગીની અગાધ શક્તિ

તથા

# માર્કંડેયનું દિવ્ય ચરિત્ર.

नत्वा श्रीमद्गुरुं भक्त्या भवभीत्यपहं मुदा ॥
श्रीनाथस्य प्रसादेन लिख्यते धर्मगर्जना ॥

આ સુરપૂજ્યમાન ભૂલોકમાં ભારતવર્ષના મધ્ય ભાગમાં તથા પુનિતોદકપ્રવાહિની શ્રીનર્મદા અને શ્રીભાગીરથીના અંતરાલ(મધ્ય)પ્રદેશમાં વિરક્ત પુરુષોના વિશ્રામરૂપ અને તપસ્વીઓની મોટી સિદ્ધિ રૂપ એક પ્રમોદવર્ધન નામે વિશાલ વન હતું. તેમાં સ્વધર્મકર્મતત્પર, પરમાત્માના અનન્ય-ઉપાસક અને નિગમાગમનિપુણ એક મૃકંડ નામના ઋષિ રહેતા હતા. તેમને એક અતિ મનોહર રૂપગુણનો ભંડાર નિર્મળ બુદ્ધિ તથા પ્રેમની પ્રતિમારૂપ પતિવ્રતધર્મનાં જ્ઞાતા એટલુંજ નહિ પણ પતિસેવા એજ પોતાનું ભૂષણ, ધન અને સુખ માનનારાં સુદેહા નામે ધર્મપત્ની હતાં મુનિવર મૃકંડજી તો જાણે કોઇ પૂર્વના યોગભ્રષ્ટ થયેલા પુરુષ પોતાનું અધુરું રહેલું સાધન પૂરું કરી પરમાત્મપદમાં આરૂઢ થવા અને તે છેલ્લા જન્મમાંજ ચિત્તની એકાગ્રતા દ્વારા આત્માનુભવ કરી જાણે જીવન્મુક્ત સુખનો અનુભવ કરતા હોય તેમ નિરંતર ઉપશમવૃત્તિવાળા, અંતર્મુખ ચિત્તવાળા અને કોઇ

આરૂઢ વિરાગીની પેઠે સાંસારિક વ્યવહારની પ્રવૃત્તિથી અટકી ગયેલા હોય તેમ પ્રશાંત અને ગંભીર હૃદયવાળા જણાતા. પરંતુ તેમનાં પત્ની સુદેહા રાજપુત્રી હોવાથી તેમના મનમાં સંસાર સુખની આસક્તિ તથા માયિક વસ્તુપર પ્રીતિ રહેલી હોય એમ જણાતું હતું. તે પ્રમોદવર્ધન વનમાં નિરંતર પૌષ્ટિક, નિર્મળ, મિષ્ઠ અને આરોગ્યવર્ધક જળ પ્રાણતત્વનું સારૂં પોષણ કરનાર તથા સાત્વિક, સુગંધમય, હૃદયાનંદ જનક અને મગજને શાંત કરે એવો વિશુદ્ધ પવન વાયા કરતો હોવાથી તે વનમાં વસનારા યોગીઓનો યોગ, તપસ્વીઓનાં તપ અને માંત્રિકોનાં અનુષ્ઠાન સદ્ય સિદ્ધ થતાં હતાં. તથા ત્યાં વાસ કરનારા વિદ્યાર્થિઓનાં વૃંદોની બુદ્ધિ, સ્મૃતિ અને ધારણાશક્તિ અતિશય વૃદ્ધિ પામવાથી તેઓ સહજ સર્વ વિદ્યામાં પારંગત થઈ જતા હતા. એ વનનું વાતાવરણજ કોઇ એવું હતું કે તેનું સેવન કરવાથી પરસ્પર વેરભાવવાળાં પ્રાણીઓ પણ પોતાના સ્વાભાવિક વૈરોનો ત્યાગ કરી, પરસ્પર સબળ નિર્બળ પ્રાણીઓ પણ એક બીજાપર આત્મભાવરાખી, નિર્વૈર બની આનંદપૂર્વક પોતાનુ જીવન ભોગવતાં હતાં.

તે વનમાં એક સુપ્રસિદ્ધ કામેશ્વર મહાદેવનું દેવાલય હતું. કે જે મહાદેવજીની પૂજા સ્વર્ગમાં રહેનારી દેવાંગનાઓ તથા ઉર્વશી, રંભા, તિલોત્તમા, ઘૃતાચી, પ્રમ્લોચા, પૂર્વચિતી, મેનકા અને મલ્લિકા જેવી અપ્સરાઓ માનસરોવરનું જળ અને દેવોની અમરવાટીકાનાં દિવ્ય સુગંધિત પુષ્પોથી પ્રતિ-

દિન પૂજન કરતી હતી.

એવામાં એક સમય જ્યેષ્ઠ સુદિ પૂર્ણિમા-વટસાવિત્રી પૂનેમનો દિવસ આવ્યો, ત્યારે તે વટસાવિત્રીનું વ્રત તો નવોઢા સ્ત્રીઓના મુખ્ય કર્તવ્યરૂપ હોવાથી તે વનમાં રહેનારા ઋષિઓની ઘણી ઘણી યુવતીઓએ અને નવોઢાઓએ આદર્યું હતું. તેથી તે પૂનમના દિવસે સાંજના સમયે દર્શન કરવા નિકળેલી ઘણી ઘણી ઋષિપત્નીઓ તે કામેશ્વર મહાદેવનાં દર્શન કરવા આવી. દર્શનેચ્છુ નવોઢા સ્ત્રીઓમાં સ્ત્રીઓને સ્વતંત્રતાનો અધિકાર આર્યવૃદ્ધોએ આપેલો નહિ હોવાથી તે તમામ નવોઢાસ્ત્રીસમૂહમાં પ્રત્યેક યુવતીની સાથે તેના ઘરની એક એક સાક્ષીભૂત સ્ત્રી હતી; તેમાં કેટલીક નવોઢા સાથે તો પોતાની સાસુઓ હતી; કેટલીની સાથે પોતાની જેઠાણીઓ કે દેરાણીઓ હતી; કોઇની સાથે નણંદો તથા કોઇ સાથે પોતાની કાકીજી, મામીજી, માશીજી, કે ફોઇજી સાથે હતાં. પણ કોઈ એકે સ્ત્રી તેમાં એવી નહોતી કે જેની સાથે સાક્ષીભૂત માણુસમાં કોઇ એક પણ ન હોય. જેની પાસે સંબંધી વર્ગનું માણુસ સાક્ષીભૂત નહોતું તે સ્ત્રીઓ પોતાની વૃદ્ધ, ઠરેલ ને ધર્મનિષ્ઠ પાડોશની સ્ત્રીઓ સાથે ત્યાં શ્રીકામેશ્વર મહાદેવનાં દર્શન કરવા આવી હતી. જેથી ત્યાં તે દિવસે એક મોટો સ્ત્રીસમાજ ભેગો થયો હતો. તેમાં શ્રીસદાશિવ મહાદેવજીનાં દર્શન લીધા પછી કેટલાક નવોઢાઓ અને યુવતીઓએ ખુબ છલકાતા પ્રેમથી પતિભક્તિના મહિમાની ગરબીઓ તથા રાસડા ઘણી સારી હલકથી તાલ-સુર-સાથે

ગરબાની રીતે ફરતાં ગાયાં. તે પછી ત્યાં કેટલીક પ્રૌઢ અને વૃદ્ધ સ્ત્રીઓએ સતીમહિમાનું વર્ણન કરી, બધી નવોઢાઓને તથા યુવતીઓને સ્ત્રીધર્મનો ઉપદેશ આપ્યો. તેમાં એવું બોલવામાં આવ્યું કે જે અબળા પ્રતિદિન વૃદ્ધોની સેવા કરે છે-વૃદ્ધોને અભિવંદન કરે છે અને વૃદ્ધોની આજ્ઞાનું પાલન કરે છે તેના આયુષ્ય, આરોગ્ય, સુખ, સૌભાગ્ય અને સંપત્તિની વૃદ્ધિ થઈ, તે વૃદ્ધોપાસકસ્ત્રી ઉભય લોકમાં સુખભાગિની થાય છે.

આ વચન સાંભળી તે સ્ત્રીમંડળમાં આવેલાં એક કારુણ્ય ઋષિનાં પત્ની કે જેમનું નામ સુમંગલા હતું તે પોતાના સંયમ નિયમ નામના બે પુત્રોની સ્ત્રીઓ કે એકનું નામ જ્ઞાનગૌરવી ને બીજીનું નામ ગુણગૌરવી હતું તેમને લેઈને ત્યાં આવ્યાં હતાં; તેમણે પોતાના પુત્રોની વહુઓને કહ્યું કે, જુઓ વૃદ્ધોની સેવાનું ફળ સાંભળ્યું ?

આ પ્રમાણે પોતાની સાસુ સુમંગલાનું બોલવું સાંભળી તે જ્ઞાનગૌરવી અને ગુણગૌરવીએ પોતાનાં સાસુને કહ્યું કે હા, સાંભળ્યું. ને તે સાંભળતાંજ અમને અમારા કર્તવ્યપર સચોટ શ્રદ્ધા પણ ઉપજી. માટે બા ! તમે પગ લાંબા કરો એટલે અમે બંને એક એક ચરણની સેવા (પગચંપી) કરીએ. ત્યારે તેજ સમયે તે સુમંગલાની પાસે મૃકંડઋષિનાં પત્ની સુદેહા પણ ત્યાં આવેલાં હોવાથી બેઠાં હતાં, તેમના સામું જોઇ સુમંગલા બોલ્યાં કે ભલે તમને સચોટ શ્રદ્ધા ઉપજી તો જ્ઞાનગૌરવી મારી ચરણસેવા (પગચંપી) કરે; ને આ ગુણગૌરવી છે તે આ મારી પાસે બેઠેલાં

સુદેહાના ચરણોની સેવા કરે. કારણ કે મારે તો સંયમ અને નિયમ બે પુત્રો છે તો તમે બે વહુઓ છો, તે રોજ વારા ફરતી મારા ચરણની સેવા તો કરશો; પણ આ બિચારાં સુદેહાના ચરણની સેવા કોણ કરશે ? કારણ કે તે બિચારાં અપુત્રા છે-પુત્રવિનાનાં છે. સંસારમાં પુત્રવિનાની સ્ત્રીઓનો જન્મ કેવળ નિષ્ફળ અને વૃથા ગણાય છે. કારણ કે સ્ત્રીઓનું માન, બળ, ધન, યશ, અને પ્રતિષ્ઠા તે પુત્રજ ગણાય છે. ને જે અપુત્રા વંધ્યા સ્ત્રી છે તે લોકોમાં પણ હલકી ને નિંદ્ય ગણાય છે, અને પોતાના કુટુંબમાં તથા ઘરમાં પણ તેની પ્રતિક્ષણ અવજ્ઞા થયા કરે છે. માટેજ સંસારમાં સ્ત્રીઓનું ખરું સુખ અને ધન પુત્ર મનાય છે. તેથી મારી સંયમની સ્ત્રી જ્ઞાનગૌરવી મારી સેવા કરે ને નિયમની સ્ત્રી ગુણગૌરવી આ સુદેહાની ચરણચંપી કરે.

આ શબ્દો સુમંગલા તો સહેજ બોલ્યાં, પણ સુદેહાને તો હૃદયના કારી ઘા તુલ્ય ક્લેશકારક થઇ પડયાં. તેથી વારંવાર નિસાસા નાંખવા લાગ્યાં કે અહો હો હું જગતમાં આવી નિર્ભાગી રહી કે મને સ્ત્રીસમાજમાં સુમંગલાએ અપુત્રા તથા વંધ્યા કહી ? સ્ત્રીનું સુખ, ધન અને માન જો પુત્રનેજ ગણાતું હોય તો હવે પુત્ર વિના આ શરીર સંસારમાં વિદ્યમાન રાખવુંજ નહિ. એવા અંતર્ગત ક્રોધથી જેમ કોઈ ખીજવાયેલી સર્પણ હોય કે ઘણી ભૂખી થયેલી સિંહણ હોય તેમ પોતે પોતાના સમાન સ્ત્રીમંડળમાં ભુઠાં પડીને આવેલાં ને જેમને સુમંગલાના શબ્દ હૃદયમાં શૂળી સમ સાલે

છે એવાં સુદેહા પોતાના રોષને અતિશય બળાત્કારથી હૃદયમાં રોકી પોતાના પ્રિયતમ મૃકંડમુનિ પાસે આવી, તેમના પદ-પંકજમાં પોતાનું મસ્તક મેલી પગે લાગ્યાં. ને પછી સમીપમાં બેસી પોતાના પ્રાણનાથની પ્રાર્થના કરવા લાગ્યાં કે,—

હે મારા મુકુટમણિ ! હે મારા પ્રાણ ! હે મારા જીવન ! હે મારા સંસારના સાર ! હે મારા સુખના ભંડાર ! હે મારા શરણ્ય ! હે મારા ઇષ્ટ ! હે મારી ગતિરૂપ તથા મારા સુખાસ્પદ નાથ ! હે મારા કલ્પવૃક્ષ ! હે મારી સિદ્ધિ-રૂપ તથા અભિષ્ટદાતા ! હે મારા પ્રભુ ! હું આજે સમસ્ત જગતમાં આપનેજ મારા સુખસ્વરૂપ, પ્રિય, ઇષ્ટદેવ તથા મારૂં સાચું શરણ્ય માનું છું. હે મારા શિરછત્ર ! આ ચૌદ લોકમાં આપના વિના મારે કોઇનો આધાર નથી. મારે આકાશમાં પૃથ્વીમાં, પાતાળમાં અને સમસ્ત લોકપાલ દેવોના સ્થાનમાં કે ચતુરાનન, સદાશિવ અને મહાવિષ્ણુના લોકમાં પણ મારે કોઈ ઠેકાણે આપના વિના ઠરવા ઠેકાણું નથી. તેમજ મારે આ સંસારના સંબંધિ વર્ગમાં પણ આપનાવિના મારી કોઈ સં-ભાળ લે તેમ નથી. હે મારા હૃદયના સાક્ષી ! હઈઆના હાર ! નેત્રોના તારક તથા મારા પરમાત્મા ! વિશેષ શું કહું ? હું આપના ચરણકમળના શરણવિના કોઈ ઠેકાણે વિશ્રાંતિ પામું તેમ નથી માટે આ દીન અબળા ઉપર કૃપા કરો ! હે નાથ નિદ્રા કરો ! ને હવે મને આપ સાચીજ રીતે આપના પવિત્ર તનુની છાયા ગણીને મને નિરંતર ચિંતારૂપી અગ્નિમાં શેકાયા કરતી, માનસરોવરના કીનારે તરશે મરતી, અમૃત પ

ઉપર રહીને મૃત્યુવશ થતી, કલ્પદ્રુમની છાયા તળે દુઃખી થતી, અને સકલાર્થસિદ્ધ આપ જેવા સ્વામીના સામીપ્યમાં રહીને તુચ્છ વસ્તુ માટે ઝુર્યા કરતી આ દાસીની ઉપર જરા કૃપા કટાક્ષનો નિપાત કરી કૃપાસુધા વર્ષાવો મારાં માત પિતાએ આપને સમર્થ જાણીનેજ મારા દેહનું દાન કર્યુ છે. પણ કાંઈ તુચ્છ, ભિક્ષુ અને કાયર જાણી આપના શરણમાં મેલી નથી વળી પતિના ધર્મ છે કે સ્ત્રીઓનું સમ્માન કરવું. હે પ્રાણનાથ ? હું આપની પાસે આપને ન ઘટે એવી કોઈ પણ પ્રકારની યાચના કરતી નથી. આપની પાસે સુંદર રહેવાના મહાલયો (મ્હેલો) માગતી નથી. સુંદર મૂલ્યવાન્ હીરા, મણિ, મોતી કે રત્નોના અલંકારો ઇચ્છતી નથી. કોઈ સારાં ષડ્રસ ભોજનોની કે ઉંચા પ્રકારના સુગંધિત પદાર્થોની કે મૂલ્યવાન્ વસ્ત્રોની વાંચ્છના કરતી નથી; પણ હે આર્ય ! હે મારા ઇષ્ટદેવ ! હે મારા નાથ ! માત્ર મને આ શરીરથી સપુત્રા કરો. વલ્લભ ' આ મારા સમગ્ર જીવનમાં આપની પાસે મારે યાચના કરવાની હોય તો માત્ર આ એકજ છે. કે મારી સ્ત્રીઓની મંડળીમાં અપુત્રામાં ગણના થાય છે તે નિવારણ કરી મને સૌ સપુત્રા કહે માટે મારૂં માત્ર આટલું આજ અભિષ્ટ સિદ્ધ કરો. આપે ઇંદ્રિયોપર વિજય મેળવ્યો છે; બ્રહ્મચર્યનું દીર્ઘકાળ સેવન કર્યું છેઃ મોટી મોટી તપશ્ચર્યાઓ આપે સિદ્ધ કરી સર્વે સિદ્ધિઓના પતિ પણ આપ થયા છોઃ એવું કોઈ પણ વ્રત, યજ્ઞ, જપ, તપ કે સદાચરણ નહિ હોય કે જેનું સેવન આપે નહિ કર્યું હોય. તેમજ સમસ્ત ત્રિલોકમાં કોઈ

પણ એવો દેવ, દૈત્ય, મનુષ્ય, ગંધર્વ કે સિદ્ધ નહિ હોય કે જે આપની આજ્ઞાને અધીન ના થાય. તેમજ હે સ્વામી! એવો કોઇ અભ્યાગત કે અતિથી પણ નહિ હોય કે જે આપની પાસે આવીને નિરાશ ગયો હોય, તો હે દેવ! આજે મારે આપની પાસે એજ યાચના કરવાની છે કે જે રીતે હું મારા ગર્ભાશયરૂપ છીપમાં પાકેલા ઔરસ પુત્રરૂપી અમૂલ્ય મુક્તારત્નને સ્તનપાન કરાવીને કિંવા પ્રેમપૂરિત હૃદયથી આલિંગન કરીને મારા ઉરસ્થળ(છાતી)ને શોભાવું. તથા તે પુત્રના હસતા મુખારવિંદને મારા પ્રેમભરિત નયનોથી નિહાળી મારાં ચક્ષુઓનું સાફલ્ય મેળવું.

એ પ્રમાણે પોતાની પ્રિયતમાનાં વચનો સાંભળી થોડી વાર સુધી તો ઘણા ગંભીર અને પ્રશાંત મૃકંડ મુનિ બોલ્યા ચાલ્યા વિના બેસી રહ્યા. પણ સંસારના વાસ્તવ સ્વરૂપનું જેમને પૂર્ણ જ્ઞાન છે તથા આ સર્વ માયાનો વિલાસ છે એમ પૂરી રીતે સમજનારા છે, તેઓ ધીમે રહી પોતાની પ્રાણ પ્રિયાનું મન ના દુભવવું; પણ તેમને યથાર્થ ઉપદેશ આપી તેમના મનનું સમાધાન કરવું, એજ પોતાનું કર્તવ્ય છે એમ વિચારી, બોલ્યા કે—

હે રાજકુમારી! આજે તમારા મુખમાંથી નિકળતી વિનયથી ભરપુર અને મૃદુ વાણીવાળી પ્રાર્થના કિંવા યાચના મે જાણી; પણ હે સુભ્રૂ? એ વિષે મારે તમને કાંઇ મિત વાણીમાં કહેવાનું છે, તે ઉપર તમે વિવેકવાળી બુદ્ધિથી વિચાર કરી તેમાં મારો કાંઇ પણ દોષ હોય તો તમે મને

તમારો પત્નીધર્મ જાળવીને કરેશે; ને હું પણ એવો નથી કે મિથ્યાભિમાન રાખી પોતાનો દોષ છુપાવી વૃથાપંડિતાઇનું અભિમાન રાખું ને અગાઉના માત્ર અજ્ઞ, મૂર્ખ, પરતંત્ર અને હલકી માની સ્ત્રીઓના વ્યાજબી હક્કોને રદ કરી, નિરંતર પોતાના વામાંગને દુઃખી કરવા ઇચ્છું. નીચેનાં ભગવાન્ મનુનાં વાકયો મને નિરંતર ઉપસ્થિત છે.

शोचन्ति जामयो यत्र विनश्यत्याशुतत्कुलम् ।
नशोचन्ति तु यत्रैता वर्द्धते तद्धि सर्वदा ॥
संतुष्टो भार्यया भर्ता भर्त्रा भार्या तथैव च ।
यस्मिन्नेव कुले नित्य कल्याण तत्र वै ध्रुवम् ॥

ભાવાર્થઃ-જે ઠેકાણે કુલિન સ્ત્રીઓ દુઃખી થાય છે તે કુટુંબ નાશ પામે છે. ને જ્યાં તેઓ સુખી થાય છે તે કુલનો નિરંતર વૃદ્ધિ થાય છે. જે કુલમાં સ્ત્રીના સુચરિત અને પતિ સેવાથી પતિ પ્રસન્ન થાય છે, ને પતિનાં સુચરિત અને પાલન પોષણથી સ્ત્રી પ્રસન્ન થાય છે, તે કુલમાંજ પ્રતિદિન સુખ, ધર્મ, ધન, આનંદ અને વંશની અભિવૃદ્ધિ થયા કરે છે.

એટલા માટે હે પ્રિયા! હું પણ કેવળ તપોનિષ્ઠ કે સંયમપરાયણ રહી, વિમળબ્રહ્મચર્યનું પાલન નહિ કરતાં માત્ર ગાર્હસ્થ્ય બ્રહ્મચર્યનું પાલન કરું છું. હે દેવિ! તમને ઋતુકાલના દિવસોમાં પ્રસન્ન રાખવા સારું અને તમારા મનમાં ગુપ્ત રહેલી પુત્રસુખાપેક્ષા પૂરી કરવા સારું તમારી સાથે સ્ત્રીવિલાસનાં સુખો ભોગવું છું. તથાપિ તમને ગર્ભાધાન રાખવા

હું સફળ થતો નથી. મે એ સંબંધમાં તમારા ને મારા શરીરોપર ઔષધિઓ અને મંત્રપ્રયોગો કરી જોયા; તથાપિ તે સર્વેમાં હું નિષ્ફળ થયો છું. માટે હવે તો એકલાજ કોઈ પૂર્વના પ્રબળ પાપકર્મના દોષનેજ કારણરૂપ માની હું તો નિરાશ થઇ બેઠો છું.

સુદેહા ! તમે બ્રાહ્મણપુત્રી નહિ પણ નૃપદુહિતા હોવાથી તમારું હૃદય રજોગુણપ્રાધાન્ય રહે, એ સ્વાભાવિક છે. કારણ કે જો સત્વપ્રાધાન્ય હૃદય હોય તો તેમાં કાંઇ અંશે પણ જ્ઞાનવૈરાગ્યનો આવિર્ભાવ રહ્યા કરે; ને તેથી પણ અનાયાસ લૌકિકસુખાપેક્ષા નિયમમાં રાખી હૃદયનું સમાધાન મેળવાય, પણ તમને જે માયિકસુખની તૃષ્ણા હૃદયમાં દાહ ઉપજાવે છે તેનું કારણ તમે જેમાં સુખ માન્યું છે તે વસ્તુમાં રહેલા પૂર્વાપર ગુણ–દોષ, સુખ દુઃખ અને સંયોગ વિયોગ સમયે હૃદયપર થતી સારી કે માઠી અસરના વિચારનો અભાવ એજ; પણ જો તે વિષે કાંઇક પણ વિચાર ચક્ષુથી–ઝીણી દૃષ્ટિથી–જોવામાં આવે કે બીજા પુત્રપ્રજાવાળાઓને કયાં કયાં અનુપમસુખોનો લાભ કેવળ પુત્ર સંતાનોથીજ મળ્યો છે ? ને પુત્રવિનાનાને નથી મળ્યો ? પુત્રમાં જે સુખ કે આનંદ મનાય છે તે આકાશના ફૂલ જેવો, ઝાંઝવાના પાણી જેવો, ને ધુમાડાના બાચકા જેવાજ છે. કારણ કે સર્વ માયિક પદાર્થોનાં સુખ ઉત્પત્તિ વિનાશવાળાં હોવાથી કેટલો સમય તે સુખની અપેક્ષાવાળા પાસે રહી શકશે ! ને પોતાના સંયોગજન્ય સુખ આપી સંતોષશે ? તે વાતથી માયિક વસ્તુમાં સુખાશા બાંધ-

નારા વ્યક્તિઓ કેવળ અજાણ્યા હોય છે. એટલુંજ નહિ પણ તેમની બુદ્ધિમાં વિવેકનો ગંધ પણ હોતો નથી.

પ્રથમ તો પોતાના વડિલોપાર્જિત કિંવા હુરંત પ્રયત્ને પ્રાપ્ત કરેલા ધનનો વ્યય કરી, પુત્રસુખની લાલસાથી પુરુષ કોઈ સ્ત્રી સાથે પાણી ગ્રહણ કરે છે. પછી તેને પુષ્પવતી થવાની નિરંતર પ્રતીક્ષા કરે છે ( વાટ જુએ છે ) છતાં ધારેલી ઇચ્છા પૂરી ના થતાં કોઈ સુજ્ઞ વૈદ્યને દ્રવ્ય આપી, ઔષધોપચાર કરાવે છે. તેમાં સફળ થતાં તે પરિણિત સ્ત્રી સાથે ભવિષ્યમા થવાની પોતાના શરીરમાં અશક્તિ બળ-વીર્યની હાનિ, આયુષ્યનો હ્રાસ, ધાતુનો ક્ષય, અને સત્વર પ્રાપ્ત થવાની જરા તથા શરીરમાં થવાના રોગાદિનો ભય ના ગણતાં પુત્રસુખના લોભે અનિયમીત રીતે પોતાની સ્ત્રી સાથે વ્યવાય સંબંધે સુખો ભોગવે છે. તેમાં પ્રતિમાસે સ્ત્રીને રજો દર્શન જણાતાં પાછો નિશાસા નાંખે છે; ને સ્ત્રીને ગર્ભાધાન રહેતું નથી એમ જાણીને તે સ્ત્રી તથા પુરુષ બન્ને જણાં મનમાં પરિતાપ પામ્યા કરે છે. એમ કરતાં પણ જો તે સ્ત્રીને બે ચાર વર્ષ પુરુષનો સંગમ કર્યા છતાં પણ વ્યર્થ વિતી જાય તો તે સ્ત્રી અરે હવે મારો પતિ બીજી સ્ત્રી પરણશે, એવી શંકાથી મનમાં નિરંતર બળ્યા કરે છે. ને પુરુષ પણ આ સ્ત્રીને ગર્ભાધાન રહેતું નથી એમ જાણી કોઈ વૈદ્યને દ્રવ્ય આપી, ગર્ભધારણૌષધોપચાર કરાવે છે. કદાપિ સ્ત્રીને બીજો કાંઈ પણ અંતરાય નહિ નડતાં ગર્ભાધાન રહી જાય છે તો તે બન્ને તે ગર્ભ પૂરા માસ સુધી સ્ત્રીના

ઉદરમાં સ્થિતિ કરી પરિપક્વ થઈ દશ માસના અવધિએ નિર્વિઘ્ન પ્રસવશે કે નહિ ? તેની ચિંતામાં બળ્યા કરે છે; છતાં તેમાં કોઈ વિઘ્ન આવતાં તે ગર્ભનો સ્ત્રાવ કે પાત થઈ જાય છે તો તે સ્ત્રી અત્યંત કષ્ટ પામે છે; ને પુરુષના હૃદયમાં અસાધારણ ખેદ થાય છે. પુરા દશ માસ થતાં પણ જો કદાચ ગર્ભવિકૃતિ થઈ પ્રસવ થાય કિંવા પુત્રી પ્રસવે તો પણ માતા-પિતા ચિંતાતુર થાય ને પુત્ર પ્રસવે તો 'હાશ અમે પુત્રવાળાં થયાં' માત્ર એટલોજ અલ્પકાળ લેશ આનંદનો અનુભવ કરી, હવે આ બાળક જીવશે-ઉછરશે-કે કેમ ? એ કેવી રીતે નિરોગી રહી મોટો થાય ? એવી આશા બાંધી મનમાં શેકાયા કરે છે. વળી તે ઉછરતા-મોટા થતા-બાળકને કોઈ મલિન દૃષ્ટિવાળાની દૃષ્ટિનો પાત કે કાંઈ ભૂત કે ગ્રહપીડાના દોષથી તે બાળકને મુક્ત રાખવા માતા-પિતા પ્રયત્નશીલ રહે છે. તેમાં બાળકની માને તો ખાવા પીવાની બાબતમાં પણ અસાધારણ મુશ્કેલીઓ વેઠવી પડે છે. શીઆળાની ખરી ટાઢમાં તે બાળક મળમૂત્ર કરે તો તે ભીના શયનમાં પોતે સૂઈ મા બાળકને સૂકી જગ્યામાં સુવારે છે. વળી ઓરી, અછબડા કે મોટા બળિયા નીકળવાનો વાવર ચાલતાં કે ઉટાંટીઆનો ઉપદ્રવ થતાં મારો બાળક આ દરદોથી મુક્ત રહે તો બહુ સારું એવી ચિંતાથી માતા-પિતા દગ્ધહૃદય રહ્યા કરે છે. પૂર્વોક્ત ઉપદ્રવોમાં કદપિ બાળક ફસાઈ જાય ને તે વ્યાધિ લાગુ પડે તો હવે તે ક્યારે વ્યાધિનિર્મુક્ત થાય તે ચિંતામા કલેશ પામે છે. પાડોશમાં

કોઇના બાળકને તેવા ઉપદ્રવો સાંભળી પોતાના બાળકને તેવા સહવાસ કે સંસર્ગથી દૂર રાખવાના પ્રયત્નમાં પણ માતા-પિતાને સાવધાની સેવવી પડે છે. એટએટલા પ્રયત્નો થતાં પણ પાછો તે બાળક કોઇ નઠારી સોબતમાં ફસાય, દુર્ગુણી, અવિનયી, વ્યસની, તોફાની કે ઉચ્છૃંખલ થાય, અભણ રહે, તો તેની પણ તેનાં માતા-પિતાને ચિંતા, તેને સારો વિદ્યાભ્યાસ કરાવવામાં માતા પિતાને શ્રમ લેવાનો તે સંબંધે દ્રવ્યનો વ્યય કરવો પડે તો તેની પણ માતા પિતાને ચિંતા, સારો વિદ્વાન થયો તો પછી તે નિરંતર સારું આરોગ્ય ભોગવે, ને તેને સદુદ્યોગ પ્રાપ્ત થાય, તેની પણ માતા-પિતાનેજ ચિંતા થાય. કદાપિ તે વિદ્વાન, વિનયી ને સદુદ્યોગી થાય તો પણ પછી તેને સારા કુળની સારી સદ્દગુણી કન્યા મળે તે વિષે પણ માતાપિતા સચિંત રહ્યા કરે. કદાપિ તેને સારી જોઇએ તેવી કન્યા મળી હોય છતાં તેને પાછી પ્રજા થવી જોઇએ, તેની પણ પુત્રનાં માતાપિતાનેજ ચિંતા. કદાપિ તે બધુંય અનુકૂળ હોય છતાં પુત્રની વહુજ એકલી પ્રતિકૂળ હોય ને પુત્ર સ્ત્રીભણી વર્તન કરે તોય માતાપિતાને ચિંતા. કે પુત્ર સારો છે, પણ આ વહુ વઢકારી આવી છે, તે અમારી સાથે રાગ રાખવા દેતી નથી, આ પ્રકારની ચિંતા થાય. વળી તેમાં પણ પુત્ર પ્રદેશ જાય તો વિયોગ થાય તેનું પણ દુઃખ માતાપિતા ભોગવે. અથવા પુત્ર રોગી રહે તો માતાપિતાનો જીવ ઉંચો થાય ને વખતે તેમાંથી જો પુત્ર મૃત્યુવશ થાય તો તો માતાપિતાને એટલું પારાવાર કષ્ટ

થાય કે જાણે તે કરતાં મરણજ સારૂં ગણાય. આવા હેતુથીજ એક વિદ્વાને કહ્યું છે કેઃ—

पुत्रः स्यादिति दुःखितः सति सुते तस्यामये दुःखित
स्तदुःखादिकमार्जने तदनये तन्मूर्खता दुःखितः ॥
जानश्चेत्सगुणोऽथ तन्मृति भयं तस्मिन्मृते दुःखितः
पुत्रव्याजमुपागतो रिपुरयं माकस्य विज्ञायताम् ॥

ભાવાર્થઃ—પુત્ર નથી હોતો ત્યારે મને પુત્ર થાય તો ઠીક, એવી ચિંતા માબાપને વળગેલી હોય છે. જો પુત્ર થાય તો પછી તેના શરીરમાં કાંઈ રોગ થાય તો તેની પણ માતાપિતાને ચિંતા ભોગવવી પડે છે; ને તેના રોગને નિવૃત્ત કરવાની ચિંતા પણ માતાપિતાને લાગુ થાય છે. પુત્ર હોય છતાં તે અવિનયી કે મૂર્ખ હોય તો તેની પણ માતાપિતાને ચિંતા વળગેલી હોય છે. પુત્ર હોય છતાં તે સારા ગુણવાળો હોય તો તેના મરણનો ભય માતાપિતાને દુઃખ ઉપજાવે છે; તેમ છતાં દૈવયોગે જો તેનું મરણ થઈ જાય તો તો માતાપિતા સદૈવ દુઃખીજ રહ્યા કરે છે. માટે પુત્રનિમિત્તે પ્રાપ્ત થનારો આવો શત્રુ કોઈને પણ ન પ્રાપ્ત થાઓ.

માટે હે મારી પ્રિયતમા ! તમે જેમાં સુખ માની મારી પ્રાર્થના કરો છો તે સંબંધમાં હું કાંઈ પણ સુખ માનતો નથી; પણ તેમાંય કાળનો ભય, વિયોગ થવાનો ભય, તે તે વસ્તુના પણ ગુણદોષનો ભય રહેલો છે. કેવળ સુખમયી વસ્તુ તો માત્ર પ્રભુના ચરણકમલોનું સ્મરણ–ધ્યાન–એજ છે.

સુદેહા—હે મારાં નયનોના તારક સ્વામી ! આપ કહો

છો તે બધું મને યથાર્થ અને નિર્દોષ લાગે છે, તથાપિ મારા મનનો આગ્રહ, સ્ત્રીઓનો સ્વભાવ, અને ધાર્યુંજ કરવું એવું દુરાગ્રહી મન, વારંવાર મારા મનને ચુંથી નાખી મારા મનને આપના વિચારપર સ્થિર થવા દેતું નથી. આપ કહો છો કે તમારો સ્વભાવ રાજપુત્રી માટે વિશેષ રજોગુણવાળો છે, તો તે આપનું કથન લેશ પણ મિથ્યા નથી. મને જે સુમંગલાએ શબ્દો કહ્યા છે તે મારા હૃદયમાં તો એક શલ્ય ભાગી રહ્યું હોય તેમ સાલ્યા કરે છે; ને વારંવાર હૃદય ભરાઈ આવે છે કે સંસારમાં અપુત્રા કહેવાઇ લોકોમાં મોં શું બતાવવું ? માટે હે ગુરો ! મારા મનમાં એવો નિશ્ચય થાય છે કે આપ કોઈ પણ ઉપાય એવો કરો કે હું એક પણ પુત્રની માતા થાઉં.

એવું કોઇ વ્રત કરો, તપ કરો, યજ્ઞ કરો, કે એવા કોઈ દેવની ઉપાસના કરો કે તે ઝટ પ્રસન્ન થઈ પુત્રનું દર્શન કરાવે.

સુદેહા—હે નાથ ! મે સાંભળ્યું છે કે **तपसायन्न सिद्धयान्ति पृथिव्यां तन्न विद्यते** ( તપથી સિદ્ધ ન થાય તેવી કોઈ વસ્તુજ પૃથ્વીમાં નથી. ) માટે આપનું જીવન કેવળ પરમાર્થે પરાયણ છે, તેથી ભલે કાયા કષ્ટ વેઠતાં પણ મારું કાર્ય સિદ્ધ થાય એમ આપને કરવું જોઇએ.

હે દેવ ! આપને કષ્ટ વેઠીને પણ મારું કાર્ય સિદ્ધ કરવા હું જે વિનંતી કરું છું તે મને તો દોષરૂપ છે, એમ જાણુતી છતાં મારા સ્ત્રી સ્વભાવની ચપળતા અને સંસારરાગનું

આધિક્ય, એ કારણરૂપ છે. તથાપિ હું કે જે રાજપુત્રી છું તેણે રાજસમૃદ્ધિ તથા રાજસુખનો ત્યાગ કરી હું એકાકી આપ જેવા દ્વિજોત્તમના શરણમાં રહેલીછું અને બીજી એવી અથવા એવા પ્રકારની કોઇપણ લૌકિક સુખોની માગણી કરતાં મે મારા મનને ઘણીવાર અટકાવી રાખ્યું છે તેમજ આ સમયે પણ મેં આ પુત્રસુખાશાને અટકાવવા ઘણો યત્ન તો કર્યો છે, તથાપિ તેમાં હું નિષ્ફળ નીવડી છું; માટે આમાં કાંઇક દૈવી પ્રેરણાને પણ હેતુરૂપ માનું છું. કારણ કે નહિ તો આ અત્યાગ્રહનો પણ હું નિગ્રહ કરી શકું. માટે હે વલ્લભ! હું કે જે આપની અર્ધાંગના, અબલા અને તમારા ચરણ કમલોની દાસી છું; તેની તે આશા આપ બનતા પ્રયત્ને પણ સફળ કરશો. કારણ કે પોતાની પ્રિયતમાનું અભિષ્ટ સિદ્ધ કરવું એ સજ્જન પતિનું કામ છે. માટે હે સ્વામી! એ સંબંધમાં આપને સદાશિવભગવાન્ સહાય કરો.

આપ જ્યારથી તપસારૂઢ થશો, ત્યારથી હું પણ તે સમર્થ દેવનું સ્મરણ ધ્યાન કરી, મારા શરીરને પણ તપઃક્લેશથી કૃશ કરીશ.

મૃકંડ—પ્રિયા! તમારા નિશ્ચયને જ હું પણ મળતો થયો છું. કારણકે શરીર ધારીઓનું શરીર તો ક્ષણભંગુર હોવાથી તે જ્યારે ત્યારે પણ વિનષ્ટિ તો પામવાનુંજ છે તો પછી તપોનિષ્ઠ રહેતાં તેનું જે થવાનું હોય તે થાય. માટે હવે તો એવો અડગ ટેક રાખીને તપશ્ચર્યા કરવાનો સંકલ્પ કરૂં છું કે,–'अर्थं साधयामि किंवा देहं पातयामि । (ધારેલું

કાર્ય સિદ્ધ કરું છું કાં આ શરીરનો પાત કરું છું.) આ તપની સમાપ્તિ ક્યારે જાણવી કે દેવિ! તમારું કાર્ય સિદ્ધ થાય ત્યારેજ; પણ મે સાંભળ્યું છે કે જે જે પુરુષો તપશ્ચર્યા કરવા તત્પર થાય છે તેમને દેવો ઘણા પ્રકારનાં વિઘ્નો નાંખે છે. પણ મારે કાંઇ કોઇ દેવપદવિઓની અપેક્ષા નથી જેથી દેવોને વિઘ્નકરવાનું કાંઈ કારણ હોય. મારી અપેક્ષા માત્ર એક પુત્ર મેળવવાનીજ છે, જેથી હું દેવોની સ્પર્ધાનું કારણ નથી. વળી એમ પણ સાંભળ્યું છે કે ઉપાસ્ય દેવ પણ પોતાના ઉપાસકને ઘણી ઘણી રીતે સતાવે છે, માટે પ્રિયા! તમે પણ તમારા નિશ્ચયથી ચળશો નહિ, ને હું પણ નહિ ચળું.

હે દેવિ! મારા જેવોજ તમારો નિશ્ચય પણ છે માટે કોઈ કોઈ વાર તો ઉપાસ્ય દેવ તપસ્વિની સ્ત્રીઓ પાસે તેના શીલવ્રતની પરીક્ષા માટે કોઈ ગંધર્વ કે સુંદર દેવ બનીને અથવા રાજાનું સ્વરૂપ ધરીને આવે છે. અને નાના પ્રકારનાં વસ્ત્રાલંકાર, ખાન, પાન, દેખાડી તથા ઉંચા પ્રકારના વિભોગો બતાવી, તે શિલવતીનું શિલ ભંગ કરાવે છે; તથા તપથી ભ્રષ્ટ કરી તેને પતિત કરીને ચાલ્યા જાય છે જેના મનમાં કોઈ પણ પ્રકારનાં વૈષયિક સુખની લાલસા હોય છે તે સાંગ તપશ્ચર્યા કરી શકતા નથી, પણ અતોભ્રષ્ટ તતોભ્રષ્ટ થાય છે હે દેવિ! વૈષયિક સુખની લાલસાવાળાં પ્રાણી કોઇ પણ પ્રકારનું જ્ઞાન, યોગ કે ભક્તિ એ કૈવલ્ય સાધનો સિદ્ધ કરી શકતાં નથી; તેમ કોઇ દેવની સાંગોપાંગ ઉપાસના પણ કરી શકતાં નથી.

જો કોઈ તપોનિષ્ઠ તપસ્વી હોય તો પણ તેની દૃઢતા જોવા માટે ઉપાસ્ય દેવ કોઈ વેળા સર્પ, સિંહ કે કોઈ ઉન્મત્ત હાથીનું રૂપ ધરીને કિંવા કોઈ ભૂત પ્રેતનું સ્વરૂપ ધરી તેને કૃત નિશ્ચયથી હઠાવી પાછો પાડી અતોભ્રષ્ટ તતો ભ્રષ્ટ કરે છે. હે દેવિ! કોઈ પણ કાર્યનો આરંભ કરવો એ સહેલું અને સુગમ છે; પણ તે આરંભથી તે અંતપર્યંત કામ સિદ્ધ કરવું એ અતિ દુર્લભ છે. માટે કોઈ પણ કાર્યનો આરંભ કરનારે પ્રતિક્ષણ તે પોતાની કૃત પ્રતિજ્ઞાનું ક્યારે પણ વિસ્મરણ કરવું નહિ જેણે કોઈ પણ બાબતમાં એક પ્રતિજ્ઞા કરી તો તેણે તેમાં પ્રાણાંત થતાંસુધી પણ ડગવું નહિ. પ્રતિજ્ઞા ભંગ થવા કરતાં પોતાનું મરણ સારું છે. મહારાજા હરિશ્ચંદ્ર, શ્રીરામચંદ્રજી, નળરાજા અને મહારાજા યુધિષ્ઠિર જેવાની પણ જગતમાં અચળ કીર્તિસ્તંભની ધજા ફરુકે છે. તેનું કારણ માત્ર એજ કે તેમણે ઉપરા ઉપરી અસહ્ય વિપત્તિઓ સહન કરતાં પણ તેઓ પ્રતિજ્ઞાભંગ થયા નથી.

મનનું સબળપણું અથવા સુદૃઢપણું એજ ફળસિદ્ધિની તીવ્રતા સૂચવે છે. કોઈ પણ દેવની ઉપાસના કરવી તેમાં ખરી દૃઢતા, પાકી શ્રદ્ધા અને તે દેવ ઉપર અનન્ય પ્રીતિ, એજ મુખ્ય હેતુઓ મનાય છે. કોઈ પણ મન્ત્રનો જપ, યજ્ઞ કે ઉપાસના, તેમાં અનન્ય ભાવ અને શ્રદ્ધાવાળી ઉપાસના સત્વર સફળ થાય છે. શ્રદ્ધાનું માહાત્મ્ય એટલું બધું શાસ્ત્રકારે સૂચવ્યું છે કે, કોઈ પણ મંત્રનો જપ કરનાર મંત્રના વર્ણોચ્ચારથી ભ્રષ્ટ થયેલો હોય છે તો પણ તેની શ્રદ્ધા

તેને બચાવે છે. શ્રદ્ધા કોઇપણ ક્રિયાના અજ્ઞાતપણાથી થયેલા અનુષ્ઠાનમાં અંગોપાંગમાં ન્યૂનતા રહેલી હોય છે, તો તે ન્યૂનતા પૂરી કરી કર્તાને સત્ત્વરપણે ફળાભિસિદ્ધિ સાથે જોડે છે. અને જે દેવપર અનન્ય પ્રેમ તે દેવ પણ તે દેવની કૃપાતિશયદ્વારા કર્તાના કેટલાક પ્રતિબંધો અટકાવે છે.

હે સુદેહા! ઉપાસનાઓ બે પ્રકારની હોય છે, એક નિષ્કામ ઉપાસના, ને બીજી સકામ ઉપાસના, તેમાં આ ઉપાસના તો પુત્રસુખની અપેક્ષાવાળી હોવાથી સકામ ઉપાસના કહેવાય છે. સકામ ઉપાસનામાંજ અનેક પ્રકારનાં વિઘ્નો દેખાય છે; ને નિષ્કામ ઉપાસના તો કેવળ ચિત્તશુદ્ધિનેજ પ્રકટાવનારી હોય છે, જેથી તેમાં કોઈ જાતનું વિઘ્ન નડતું નથી. માટે તમે સુદૃઢ ટેક રાખી હું જે જે નિયમો ધારણ કરું તે પૂરેપૂરા જાણી તમારે પણ તે પાળવા જોઇએ, તથા ત્રણે કાળ નાવાનું પાણી, સમયસર ફલાહાર, અને મારો વ્યવહારકાર્યમાં વિશેષ સમય વ્યતીત ન થાય માટે મારા નિયમો જાણી લઇ મારાં ઉપયોગી સાધનો તૈયાર કરવામાં તમે સહાયભૂત થઈ રહેજો. ને જરા પણ બીશો નહિ. સત્કર્મ કરનાર અથવા શંકર કે વિષ્ણુની ભક્તિ કરનારનું કોઇથી કંઈ પણ અનિષ્ટ કરી શકાતું નથી.

હવે મનમાં એવો વિચાર આવે છે કે હું કયા દેવનું આરાધાન કરું? પ્રજાપતિ તો બ્રહ્મા કહેવાય છે પણ બ્રહ્માને પંચાયતન દેવમાં ગણેલા નથી. ગણપતિનું સ્મરણ–ધ્યાન કરું પણ મારું કાર્ય તે સફળ કરી શકે કે નહિ? તેમાં

શંકા રહે છે. દેવી ભગવતીની પ્રાર્થના કરું પણ તેની ઉપાસના ઘણે ભાગે તમોગુણ પ્રાધાન્ય અને વામતંત્રવાળા હિંસાત્મકઉપાસના કરે છે તેથી તે માર્ગે નિંદ્ય ગણેલો છે; જેથી તે પર મારું ચિત્ત ઠરતું નથી. ભગવાન્ સવિતાનારાયણની ઉપાસના કરું કે જેના દિવ્ય તેજના ઉપાસક તો ચારે વેદના બ્રાહ્મણો મુખ્યજ ગણાય છે. પણ તે બીચારા કોઇ કોઇ વાર રાહુની છાયા વડે ગ્રહાઇ જાય છે. તેથી તે મારું દુઃખ મટાડશે કે કેમ તે વિષે મન જરા સંદિગ્ધ રહે છે. સૌ કરતાં સમર્થ અને સત્ત્વગુણી દેવ તો શ્રીવિષ્ણુ કહેવાય છે, માટે વિષ્ણુની ઉપાસના કરવી જોઇએ પણ પુરાણોમાં વિષ્ણુને ઘણા કપટશીળ કહ્યા છે, ને તેઓ ભક્તજનને અતિશય કષ્ટાનુભવ કરાવે છે, ભકતોની પરીક્ષા તથા કસોટી કરવામાં ઘણા ક્રૂર જણાય છે, માટે મારાથી એવું પણ દુઃખ સહેવાય નહિ; માટે હે સુંદરી! મે તો મારા મનથી એક જ દેવ શ્રેષ્ઠ માન્યા છે. પિનાકપાણી પાર્વતીનાપતિ વૃષભધ્વજ શ્રીમન્મહાસદાશિવ ભગવાનનીજ આરાધના કરવી, કેમકે મારી ઉપાસના પણ સકામ છે તેમજ પોતે પણ બહુ દયાઘન ગણાય છે. કેમકે તે અતિશ સત્વપ્રાધાન્ય દેવ છે તે ભક્તગણોનું નિરંતર હિત કરનારા સેવકોનું દુઃખ ન જોઇ શકનારા તે શ્રીસદાશિવનું જ શરણ લેવું, એવી મારા મનની ઇચ્છા છે. પોતાનું સાત્વિક ને કૃપાથી ભરપૂર સુકોમળ હૃદય હોવાથી જે તે રીતે પોતાના ભજન સ્મરણવડે કોઇ પણ આત્મા દુઃખ પામતો હોય તે શ્રીમહેશ્વર જોઇ શકતા નથી.

તે પછી એક દિવસ ગુરુવાર ને પુષ્યનક્ષત્રનો યોગ આવતાં મૃકંડમુનીએ તપશ્ચર્યામાં પ્રવેશ કર્યો. ને તે મુનિ-પત્નીએ પોતાના સ્વામીની આજ્ઞા પ્રમાણે પોતાનાજ આશ્રમમાં રહેતાં અડગ શ્રદ્ધાથી પતિવ્રતાના ધર્મ નિયમોનું સેવન કરતાં શ્રીસદાશિવના નામનું ભજનસ્મરણ કરવા માંડયું.

## મુનિ મૃકંડની ઉગ્ર તપશ્ચર્યા.

મુનિશ્રી મૃકંડે વસંત ઋતુના પહેલા ચૈત્ર માસથી તપશ્ચર્યાનો આરંભ કર્યો. તેમાં તે ચૈત્રથી તે આષાઢ સુધી તેમણે પંચાગ્નિ તાપ તપીને તથા શ્રવણથી કાર્તિક સુધી ઉઘાડા શરીરે રહીને તથા ચોમાસાના ચાર માસ વર્ષાદની ધારાઓ સહન કરી અને માગશરથી તે ફાગણ સુધીના ચાર માસ આ કંઠ મગ્ન જળમાં રહીને તપશ્ચર્યા કરી, એજ પ્રમાણે તે સમયના સત્યયુગનાં એક હજાર વર્ષ એવા કષ્ટમાં વ્યતીત કર્યાં. તે પછી બે પગે અખંડ ઉભા રહી સૂર્ય સામી દૃષ્ટિ રાખી એક હજાર વર્ષ તપ કર્યું. તે પછી એક હજાર વર્ષ સુધી એકજપગ પૃથ્વીપર ધારણ કરી બન્ને હાથ સૂર્ય સામા રાખી તપ કર્યું. તે પછી ઉંધા માથે પૃથ્વીપર રહી એક હજાર વર્ષ તપ કર્યું. તે પછીના એક હજાર વર્ષ નિરશન રહી તપ કર્યું. તે પછીનાં એક સહસ્ત્ર વર્ષ જળપાન કરીને તપ કર્યું. પછીનાં સહસ્ત્ર વર્ષ માત્ર વાયુ ભક્ષણ કરીને તપ કર્યું. તે પછીનાં સહસ્ત્ર વર્ષ સુધી માત્ર વાતાહાર કરી કેવળ માત્ર પ્રાણાયામ કરીને નિર્ગમન કર્યાં. તે પછી કેવળ પોતાના

પ્રાણોને શ્રીસદાશિવના સગુણ સ્વરૂપમાં ધારણ કરી રાખીને ચાર હજાર વર્ષ વ્યતીત કર્યાં ત્યારે માથામાંથી મહાપ્રચંડ અગ્નિની જ્વાળાઓ નિકળવા લાગી. તપસ્તેજ વૃદ્ધિ પામ્યું. પ્રાણો પણ મુનિના સ્તંભિ ગયા. ત્યારે બ્રહ્માને ચિંતા થઇ કે હવે આ તપશ્ચર્યાથી તો અવધિ. હમણાં બ્રહ્માંડના પ્રાણો રોકાઇ જતાં જગતમાં તો કાંઇ ને કાંઇ ઉથલ પાથલ થઇ જશે. એવો વિચાર કરી તે ચતુરાનન તો તે તપસ્વીનું ઇષ્ટ અને જગતનું કલ્યાણ ઇચ્છી તુરત પોતાના તે બ્રહ્મ લોકમાંથી કેટલાક મુનિમંડળને સાથે લઇ વૈકુંઠમાં સિધાવ્યા; ત્યાં શ્રીવિષ્ણુ ભગવાને તેમનું ઉચિત રીતે સ્વાગત કરી ત્યાં તેમને જવાના પ્રયોજનની પ્રચ્છા કરી ત્યારે ચતુર્વદન બોલ્યા કે મહારાજ! શું આ મૃકંડ ઋષિનું તપ? હે કૃપાનિધાન! બાર હજાર વર્ષ તો વીતિ ગયાં ને તેમાં છેવટનાં ચાર હજાર વર્ષમાં તો શરીર પર ઉધેઇના રાફડા ચડી ગયા છે. વાહ! મૃકંડ વાહ! ધન્ય છે તમારાં માતાપિતાને કે જેણે ઋષિકુલમાં અવતાર ધર્યાં પણ પ્રમાણ છે. બ્રાહ્મણનું સાચું ધન તો તપ એજ ગણાય છે. માટે સર્વથી બ્રહ્મર્ષિઓની શ્રેષ્ઠતા મનાઇ છે. દેવ, માનવ, અને દૈત્યમાં તપશ્ચર્યા કરવામાં તો માનવ જાતિમાં ઋષિકુળ શ્રેષ્ઠ; કાં દૈત્યકુળ શ્રેષ્ઠ; એ બેજ ધાર્યું કાર્ય સંપાદન કરી શકે. એઓ ઇન્દ્રિયોનું દમન ઇન્દ્રિયો તથા અંતઃકરણનો નિગ્રહ તથા વિષયોના ત્યાગને સુગમપણે સાધી શકે છે. તેમાં ખરી શ્રેષ્ઠતા તો ઋષિકુળનીજ ગણાય છે. દૈત્યો ઇદ્રિય વિજયરૂપ તપશ્ચર્યા

તો કરી શકે છે પણ તેમનાં હૃદય તમસ્ પ્રધાન હોવાથી નિર્દય હોય છે. ને બ્રાહ્મણો નિરંતર દયાથી ભરપૂર હોય છે. પણ સૌ કરતાં દેવોનાં હૃદય ઘણાં વિષયારામી હોવાને લીધે ઘણાં જર્જરીભૂત ને દુર્બળ હોય છે. દેવકોટીમાં જન્મ હોય તેથી બુદ્ધિ તો સારી પણ પુણ્યરૂપ ઉપાધિને લીધે તેઓ રાગી હોય છે. જેથી અપ્સરાઓના ભોગમાં, અમૃતના પાનમાં અને નંદનવનના વિહારમાં પ્રતિક્ષણ લુબ્ધ થઈ રહેલા હોય છે. જેથી વારંવાર દૈત્યોના હાથનો માર ખાઇ ખાઇ ઘણી વાર હારી ગયેલા જેવા ને સદા સભયચિત્ત રહ્યા કરે છે. માટે તપશ્ચર્યા કરવામાં તે એક દ્વિજકુળ અને એક દૈત્યકુળ એ બેજ શ્રેષ્ઠ ગણાય છે અને તેનાજ દ્રષ્ટાંતમાં આ મૃકંડઋષિ છે.

શ્રીવિષ્ણુભગવાન્-હે ચતુરાનન! તમે જે કહો છો તે યોગ્ય છે. ને મે જે ब्राह्मणो मामकी तनुः એમ જે કહ્યું છે તેનું પણ કારણ એજ કે એ સત્વ પ્રધાન જાતિ; બીજું પણ वेदो नारायणो हरिः વેદ પણ નારાયણ હરિ પોતેજ છે" એ વચનવડે ચાર વેદ એ પણ મારું સ્વરૂપ છે તેને મુખવડે ધારણ કરનારા, હમેશાં સ્નાન, સંધ્યા, હોમ, યજ્ઞ, વ્રત, જપ, યજ્ઞ, તપ અને વેદાધ્યયનવડે મારે વિષેજ તત્પર રહેનારા વિપ્રો કે જેમના સંરક્ષણ-પાલન માટેજ હું પણ ભૂલોકમાં અવતાર ધારણ કરું છું; માટે બ્રાહ્મણકુળની તો વાતજ ન્યારી છે. બ્રાહ્મણકુળ સવથી શ્રેષ્ઠ ને મારે પણ પૂજ્ય તથા વંદ્ય છે. વેદો તથા ઉપવેદો બીજાં શાસ્રો તથા સર્વ વિદ્યા-કલાઓ દર્શાવનારાં શાસ્ત્રોના અધ્યયન કરનારા

હોવાથીજ અન્ય સર્વ વર્ણના ગુરુ, નેતા અને સૃષ્ટિના મુખ-રૂપ મેં બ્રાહ્મણોનેજ ગણ્યા છે. તેમાં આ મૃકંડ ઋષિ પણ ઉત્તમ કુળના વિપ્રેન્દ્ર છે. માટે એ આવી ઉગ્ર તપશ્ચર્યા કરે એમાં આશ્ચર્ય શું? પણ હે ચતુર્વદન! તે બિચારાએ જેટલા પ્રમાણમાં તપઃક્લેશ સહન કર્યો, તે પ્રમાણમાં તેમને ફળ નહિ પ્રાપ્ત થાય, ને થશે તે પણ હર્ષ-શોક સંપાદક થશે; પણ હું તો તેમાં નિરુપાય છું. કારણ કે તેમના તપનો ઉદ્દેશ શ્રીસદાશિવ છે. ને તે તો અત્યારે તમારા પંચમ મુખના છેદનરૂપ સાહસ કર્મથી થયેલી બ્રહ્મહત્યાથી મુઝાઇને શ્રીવારાણસી ક્ષેત્રમાં ભરાઇ પેઠા છે. માટે જ્યારે હું ત્યાં જઇને તેમની હત્યાનું નિવર્તન કરીશ ત્યારે તે છુટા થઇ માર્કંડેયની સંભાળ લેશે માટે હવે તમે તમારા બ્રહ્મલોકમાં સિધાવો ને હું થોડીવારમાં ગરુડારૂઢ થઈ વારાણસી (કાશી) માં જાઉ છું.

આ પ્રમાણે શ્રીવિષ્ણુભગવાન્નાં વચનો સાંભળી શ્રી-બ્રહ્માજીના હૃદયમાં ખેદ થયો, કારણ કે દયાળુ પુરુષોથી પરાયા દુઃખનું અનુમાન કરી શકાય છે. અને મદ-ગર્વથી છકેલા તથા મોટી સત્તા, માન અને સંપત્તિ પામી છકી ગયેલાઓથી પરાયા કષ્ટોનું અનુમાન કરી શકાતું નથી. માટે અત્યંત સુકોમળ હૃદયવાળા બ્રહ્માએ વિષ્ણુભગવાન્ને કહ્યું કે હે કારુણ્યકૂપાર! એમ કેમ? મૃકંડ મુનિના તપનું તો ભારેમાં ભારે ને સર્વથી શ્રેષ્ઠ ફળ તેમને પ્રાપ્ત થવું જોઇએ, બાર હજાર વર્ષ સુધિનું એ મુનિનું તપ કાંઇ

જેવું તેવું ન ગણાય? મારું તો કોઇએ જો એવું તપ કર્યું હોય તો હું તો મારું સમસ્ત ઐશ્વર્ય બ્રહ્મલોકની પદવી ને આ મારુ રચેલું બ્રહ્માંડ પણ બધું આપી દેઉં.

શ્રીવિષ્ણુભગવાન્—હે વિશ્વસર્જ! તમે કહો છો એ ખરું છે, પણ એમાં એમ છે કે આપ્યું કોઇનું અપાતું નથી; ને લીધું કોઇથી લેવાતું નથી. જગતમાં પણ દરિદ્રી, દીન અને દુઃખીઆં માણસ ઘણાં હોય છે, ને તેઓ મોટા મોટા સામ્રાજ્યાધિપતિની સેવા કરે છે, તો પણ તેમને જે માસિક કે વેતન તો તેમનો પ્રયત્ન, આવશ્યકપણું, જાતિ અને યોગ્યતા પ્રમાણેજ અપાય છે, તેમ તપસ્વીઓ માટે પણ જેવી ઇચ્છા, જેટલું કષ્ટ સહન થયું હોય, જેટલો શ્રમ કર્યો હોય, જેવી શ્રદ્ધા, ઉપાસ્ય દેવ વિષે જેવો અનન્ય પ્રેમ, અને દૃઢતા તથા નિર્દોષ પ્રવૃત્તિ જોઇનેજ ઇષ્ટ દેવથી ફળ પણ અપાય છે.

વિશ્વસ્રજ—હે નાથ! એમ નહિ. બીજા કોઇ તપસ્વી માટે આપ ગમે તેવો વિચાર ધારજો; પણ આ મહામુનિ મૃકંડ માટે તો ખાસ મારીજ ભલામણથી તેને કોઇ સારા સુખદાઇ ફળ સાથે જોડો અને તેને જે કાંઇ ફળ મળે તેના સુખનો આનંદ તેને ચિરકાળ મળ્યા કરે એવી કૃપા કરો. મારી એ મુનિના ઉપર ઘણામાં ઘણી લાગણી છે.

શ્રીવિષ્ણુભગવાન્—હે લોકપિતામહ! તમે કહો છો એ ખરું છે. પણ તે તો બધું જગન્નિયંતા શ્રીઇશ્વરની આધી-નતામાં છે. પ્રયત્ન કરવો, તપ કે કાંઇ સાધન કરવું, તે

પુરુષના પ્રયત્ન ઉપર છે; પણ કૃતયત્નનું ફળ આપવું એ સૃષ્ટિ નિયંતાની ઇચ્છાને આધીન હોય છે. ને તે ઇશ્વરેચ્છાનો આધાર તે પ્રયત્ન કરનારના પ્રાક્તન ( પૂર્વજન્મના ) શુભાશુભ કર્મ સંસ્કાર ઉપર છે. પૂર્વ જન્મના શુભાશુભ કર્મોથી ઇશ્વરેચ્છાદ્વારા જીવો સુખ–દુઃખમાં જોડાય છે. તથાપિ આમાં મને તમે જે ભલામણ કરી છે તે ઉપર હું પણ ધ્યાન રાખી સમય આવ્યે તેમાં સહાયક થઇશ, ને તમે પણ થશો.

તે પછી બ્રહ્મા મુનિમંડળ સાથે બ્રહ્મલોકમાં ને શ્રીવિષ્ણુભગવાન્ વારાણસી પુરીમાં આવ્યા. ત્યાં શંકરને લાગેલી બ્રહ્મહત્યાને યોગ્ય બલિદાન આપવાના વચનથી બંધાઇ, શ્રીવિષ્ણુએ તેને પાછી વાળી. તે ત્યાંથી સમયની પ્રતીક્ષા કરતી પોતાના ઘોર પાપરૂપમાં પોતાના સ્વરૂપનું તીરોધાન કરી ગઈ.

ત્યારપછી તત્કાલ શ્રીસદાશિવ પોતાના નિવાસસ્થાનરૂપ કૈલાસમાં પહોંચ્યા, ત્યાં ઘણા દિવસે મળેલા પોતાના સ્વામીનું શ્રીશૈલરાજપુત્રી( પાર્વતી )એ પાદાભિવંદન કર્યું. એટલામાં મૃકંડને ફલ આપવાની આતુરતાવાળા શ્રીબ્રહ્માએ મોકલેલા શ્રીનારદમુનિ ત્યાં આવ્યા. તે જોઇ આનંદઘન શ્રીસદાશિવે નારદના સામું જોયું, એટલે તે દેવર્ષિએ પણ મહાદેવજીને સાષ્ટાંગ દંડવત્પ્રણામ કર્યા.

પછી શ્રીસદાશિવે શ્રીનારદને કુશળતાની પૃચ્છા કરી. (નારદમુનિનો સ્વભાવ ઘણો આનંદી, યુક્તિપ્રયુક્તિથી જેને ટોળ ટીખળ જોવાની ટેવ અને હાસ્યની વાતમાં રુચિવાળો

સ્વભાવ હોવાથી મહાદેવજીને જાણે સભય કરતા હોય તેમ બોલ્યા. )

નારદ—હે મહેશ્વર! મને તો આવતાં બ્રહ્મહત્યા મળી.

[ સભય થયેલા શંકર ]—હેં હેં ક્યાં ? મને અહીંથી જતો રહેવા દો.

પાર્વતી—ક્યાં જવું છે ?

સદાશિવ—કાશીજીમાં.

પાર્વતી—કાશીમાં શું કામ છે ? કેટલેય વર્ષે હમણાં દર્શન દીધાં ને પાછી ફરી ક્યાંથી યાદ આવી ?

નારદ—બ્રહ્મહત્યાએ કાશીની યાદ આપી.

પાર્વતી—બ્રહ્મહત્યા કોણ અને તે શી રીતે આવી ?

નારદ—એક દિવસ સદાશિવભગવાન્ બ્રહ્મલોકમાં પધાર્યા તો બ્રહ્માએ તમને સાષ્ટાંગ દંડવત્પ્રણામ કરી પંચ વદનથી સ્તુતિ કરી, ત્યારે ચાર મુખેથી તો ક્રમે વેદગીરાથી સ્તુત કરાઈ; પણ પંચમમુખની ગીરા વિપરીત નિકળવાથી શ્રીમહેશ્વરે તેનો છેદ કર્યો; ને તેથી ઉત્પન્ન થયેલી હત્યા સદાશિવની પાછળ લાગી. તે પુનિતોદકા ગંગાકીનારે શ્રી કાશીજીની પવિત્રતમ ભૂમિમાં પ્રવેશ કરતાં અટકી. તેથી શ્રીમહાદેવજી આજ સુધી શ્રીકાશીમાં નિવાસ કરી રહ્યા હતા.

સદાશિવ—હે નારદ ! તેનુ તો વારણ શ્રીવિષ્ણુભગવાને કર્યું કે નહિ ? મને કહે કે તમે કૈલાસમાં જાઓ ને બ્રહ્મહત્યાનું હું નિવારણ કરું છું.

નારદ—કૃપાનિધાન ! તેનું તો નિવારણ શ્રીવિષ્ણુભગ-

વાને કર્યું પણ તમારે સારું તો બીજી એક મોટી બ્રહ્મહત્યા તૈયાર થઈ છે.

[સભય થયેલા] સદાશિવ—વળી શું છે?

નારદ—જે હશે તે જોશો ત્યારે ખબર પડશે.

સદાશિવ—પણ મને કહો તો ખરા?

નારદ—મહારાજ! એક મૃકંડ નામનો મુનિ આપને ઈષ્ટ માની આપની ઉપાસના કરતો દારુણ તપશ્ચર્યા કરે છે કે જેના તેજમાંથી અગ્નિની જ્વાલાઓ નિકળે છે; ને બાર હજાર વર્ષ તો તેને થવાય આવ્યાં. હવે કાંઇ એ જીવન ધારણ કરી શકવાનો છે? कृते चास्थिगता प्राणाः આ સત્યયુગ છે તે છેવટે હાડમાં પણ પ્રાણ રહી શકે છે. બાકી બીજા યુગો હોત તો તો ક્યારનાએ પ્રાણો પલાયન કરી ગયા હોત.

સદાશિવ—હે નારદ! બારહજાર વર્ષ વીત્યાં?

નારદ—હા મહારાજ! અગિઆર હજાર ને નવ્વાણું તો પૂરાં થઈ ગયાં ને સોમું ચાલે છે આવતા ચૈત્રે પૂરાં બારે હજાર વર્ષ થશે.

સદાશિવ—નારદ! અમે જે ઇશ્વર કોટીના દેવો છીએ તે કોઈ પણ વ્યક્તિએ અમારું ભજન સ્મરણ કરીને કે અમારા ઉદ્દેશે તપશ્ચર્યાઓ કરી વિશેષ કષ્ટ પામે એ ઉચિત માનતા નથી. કારણ કે તમામ જીવો છે તેને અમે અમારાજ આત્માના અંશો માનીએ છીએ. જે જે જીવો અમારું ભજન સ્મરણ કરતા, પૂજા અર્ચા કરતા, વ્રત, જપ, તપ

કે યજ્ઞ યાગાદિ કરતા, કે અમારા ઉદ્દેશે તપશ્ચર્યા કરી ક્લેશ પામે છે તેને અમે ભારરૂપ માનીએ છીએ. કોઇને પણ દુ:ખી થતા અમે જોઈ શકતા નથી સર્વ જીવો નિરંતર સુખી થાય, નિરોગી રહે ને સર્વનું ઇષ્ટ હમેશાં સિદ્ધ થાય ને સર્વ જીવો પોતપોતાનુ શ્રેય પામે એવીજ અમે અખંડ ભાવના કરિએ છિએ. કલિયુગના રાજાઓ, અધિકારીઓ, ઉપરીઓ અને લોકો જેવા અમે નથી, કલિયુગના લોકો સામાનો શ્રમ, પ્રયાસ, કરેલું કામ, કાંઇ નહિ જોતાં બદલો નહિ જેવો, ને કપટ રાખી આપે છે, કામની કદર કરતા નથી, પ્રત્યેક કામની કદર વગ રાખીને કરે છે, શ્રમનો બદલો પણ વગ રાખી આપે છે. કોઇ પણ માથે ઇશ્વરનો કે કાળનો ડર રાખતા નથી, માત્ર પોતાને ગમે તેજ સાચું માનનારા હોય છે, પ્રમાણિકપણાની વાતને હસી કાઢે છે, સૌને પોતાના જેવાજ ધુર્ત, ખળ, ચોર, દંભી ને અસત્યવક્તા અથવા અપ્રમાણિકજ માને છે. અમારાં હૃદયો કેવળ નિ:સ્વાર્થ દયા યુક્ત હોય છે, અમારી પ્રવૃત્તિ સર્વદા અન્યનું હિત કરવામાં અથવા પરોપકારમાજ હોય છે. માટે હવે તમે અહીં રહેજો હું હવે મૃકંડમુનિની સંભાળ લેવા જાઉં છું.

નારદ—આપ પધારો પણ એ બે તપસ્વી છે.

સદાશિવ—બીજું કોણ?

નારદ—એમનાં પત્ની.

સદાશિવ—એમને શું છે વળી?

નારદ—એ બન્નેએ સાથેજ તપનો આદર કર્યો છે.

મુનિએ જે જે તપશ્ચર્યાઓ કરી તેમાં તેમનાં પત્ની સુદેહાએ પણ તેમના જેવાંજ કષ્ટો સહન કરી પોતાના સ્વામીની સેવા કરી છે. માટે વરપ્રદાન આપો તો બેયની ઇચ્છા પૂર્ણ કરજો, અધુરું મૂકતા નહિ, ને છૂટા હાથે ને ઉદાર ચિત્તથી તે બન્નેની વાંચ્છા પૂર્ણ કરજો.

સદાશિવ—એકવાર ત્યાં તો જવાદો!

પાર્વતી—ક્યાં જવું છે? હમણાં આવ્યા ને વળી ક્યાં સિધાવો છો?

નારદ—જવાદો, જવાદ્યો હમણાં પૂછશો નહિ.

પાર્વતી—ક્યાં! પણ તે મને કહો.

સદાશિવ—એક મૃકંડ મુનિ મને પોતાનો ઇષ્ટ માની તપશ્ચર્યા કરે છે, જેને બાર હજાર વર્ષ થવા આવ્યાં.

નારદ—દેવિ! એટલુંજ નહિ પણ એમનાં પત્ની સુદેહા છે તેમણે પણ પોતાના પતિ સાથે બાર હજાર વર્ષ તપમાં વ્યતીત કર્યાં છે બાર હજાર વર્ષ સુધી અનન્યભાવે સ્વામી સેવા કરી છે.

પાર્વતી—ત્યારે તે તો એક મહા સતી કહેવાય?

નારદ—હાસ્તો, એનાથી બીજી સતી કેઇ?

પાર્વતી—ત્યારે તેનાં તો મારે દર્શન કરવાં જોઇએ, માટે ચાલો હું સાથે આવું.

સદાશિવ—અરે નારદ! એને એ મોટા તપથી શું મેળવવાનું છે?

નારદ—એ મૃકંડ તો ઘણા સરલ ચિત્ત ઉપરામ વૃત્તિ-

વાળો ને નિષ્કામ પુરુષોમાં પ્રથમ ગણવા યોગ્ય, જ્ઞાન વૈરાગ્ય સંપન્ન શાંત પુરુષ છે, પણ એમનાં પત્ની સુદેહા છે તે રાજપુત્રી હોવાથી તેમણે પોતાના સ્વામી પાસે પુત્ર સુખાશાની યાચના કરી સકામ તપ કરાવ્યું છે. માટે તપના ફળમાં તો એક સદ્ગુણી સારો પુત્ર માગવાનો હશે.

સદાશિવ—રહો ભાઈ રહો, જરા વિચાર કરવા દો. ક્યાંક સાહસ થઈ જશે [ એ પ્રમાણે કહી ત્યાંને ત્યાં શ્રી સદાશિવ આંખો મીચી ધ્યાનાવસ્થિત થયા ને થોડીવાર પછી નેત્ર કમળ ઉઘાડી જોઇને નારદ પ્રતિ બોલ્યા કે ત્યારે તે તો થાય તેમ નથી. મૃકંડ મુનિને પુત્ર તો મારાથી અપાય તેમ નથી. કેમકે તેમના ભાગ્યમાં પુત્ર સુખ તો છેજ નહિ માટે પુત્ર અપાય તેમ નથી. ]

પાર્વતી—ભલે ત્યારે તમે ના આપશો પણ હુંજ મારી મેળે તે મૃકંડની પતિવ્રતા બાઇને પુત્ર આપીશ

સદાશિવ—પણ દેવિ ! એવું તમારે કરવાની શી અગત્ય છે ? જે કામમાં સિદ્ધ સંકલ્પ સૃષ્ટિ નિયંતાએજ જેનો પ્રતિબંધ કર્યો હોય તેના સામું થઈ આપણે કયું પ્રયોજન સિદ્ધ કરવાનું છે ?

પાર્વતી—ત્યારે સૃષ્ટિ નિયંતા ઇશ્વરે એના ભાગ્યમાં શાથી પુત્રસુખ નહિ નિર્મ્યું હોય ?

શ્રીસદાશિવ—કોઇ કર્મનો અંતરાય હશે માટે.

પાર્વતી—એવો શો પ્રતિબંધ હશે ? જેથી તે દંપતીને માટે પુત્રજ ઇશ્વરે નિર્મ્યો નહિ ? શું સૃષ્ટિ ઉપજાવવાને સ-

મર્થ શક્તિમાન્ ઇશ્વરને એક મૃકંડને ને સુદેહાને એ પવિત્ર એ દંપતીને માટે એક પુત્રનું નિર્માણ કરતાં એમને ઘેર શી ન્યૂનતા આવી ગઈ?

શ્રીસદાશિવ—કાંઇક કારણ હશે ત્યારેજ તો.

પાર્વતી—ભલે મહારાજ! ઇશ્વરને ઘેર ન્યૂનતા આવી હોય તો તે ખોટ તમે પૂરી કરજો. ને મૃકંડને તમેજ પુત્રનું વરદાન આપજો.

શ્રીસદાશિવ—ના, મારાથી તો નહિ બને.

પાર્વતી—હશે તમારાથી નહિ બને તો તે પતિવ્રતાને હું જ એક પુત્રનું વરદાન આપીશ.

શ્રીસદાશિવ—દેવિ! તમે આપશો તે તો ખરૂંજ તો; પણ બ્રહ્મા, વિષ્ણુ કે સદાશિવ અથવા બીજા કોઇ દેવોથી કોઈ પણ જીવને પોતાના ઘરનું આપી શકાતું નથી. જે જે દેવો કોઈ પણ પોતાના ઉપાસકને જે જે વરદાન આપે છે તે તે જીવના સુકૃતોનુંજ ફળ આપે છે. પણ ઘરનું કોઇને કાંઇ આપી શકતા નથી. માટે હે શૈલપુત્રિ! આમાં પણ તમે કાંઇ ઇશ્વરી સંકેત જાણો છો? મૃકંડને પુત્ર તો આપું પણ આ તપશ્ચર્યાજ એને પુત્રનું વરદાન નહિ મંગાવતાં તે બીજું વરદાન મંગાવશે. કારણ કે તપશ્ચર્યાના ફળેજ એને નિષ્કામ કર્યો, એટલે લૌકિક પદાર્થના સુખની અપેક્ષા વિનાનો કર્યો, ને તપશ્ચર્યાનું ફળ એ પોતાના સંયમની સિદ્ધિ માગશે. ને તે તો હું પ્રસન્ન થઇને આપીશ. જ્યારે એણે તપનો આરંભ કર્યો ત્યારે તો તેણે સ્ત્રીની ઇચ્છાથી પુત્રની

ઇચ્છાનો સંકલ્પ કરેલો, પણ જેમ જેમ તપમાં વિશેષ કાળ જતો ગયો તેમ તેમ તેમને મનમાં એવો વૈરાગ્ય થયો કે આવા તપઃક્લેશના ફળમાં અનેક ભય તથા દુઃખના હેતુ રૂપ એક પુત્ર જેવી માયિક વસ્તુની યાચના ? માટે હવે મારે પુત્ર નહિ માગતાં મારા આત્માના કલ્યાણ માટે મારા સંયમની સિદ્ધિ, એજ માગવું. માટે મારી પાસે મૃકંડ તો માત્ર સંયમ સિદ્ધિજ માગશે. પરંતુ સુદેહા પણ સાથેજ તપશ્ચર્યા કરનારાં છે માટે મૃકંડને વરદાન આપ્યા પછી તેમને પણ વરદાન તો આપવું પડશે; પરંતુ તેમના ભાગ્યમાં આ જન્મે તો પુત્રનું સુખ નથી; માટે શું કરીશું ?

પાર્વતી—હે નાથ ! ગમે તેમ કરો પણ મારાથી તો તેનું દીનમુખ નહિ જોવાય ? માટે આપની કૃપા હોય તો હું પુત્ર આપું, પણ મારું વચન તમારે સાચું પાડવું પડશે.

સદાશિવ—એ તો કાંઇ છુટકો છે મારો ?

પાર્વતી—આપ પણ જગતના ઇશ્વર છો, ને ધાર્યું કરવા ન કરવા સમર્થ છો. માટે એ સુદેહાનું તો ઇષ્ટ કરજોજ.

સદાશિવ—ચાલો ત્યારે આપણ બન્ને ત્યાં.

નારદ—પધારો, મહારાજ ! ત્યારે આપણ બન્ને ત્યાં. હું અહીંથી બ્રહ્મલોકમાં જવાની રજા લઉછું.

સદાશિવ—ભલે પધારો નારદ ! તમે પણ ત્યારે. તે પછી શ્રીસદાશિવ અને પાર્વતી એ બન્ને જણા નંદીને વાહન કરી જે સ્થળે મૃકંડ અને સુદેહા છે ત્યાં આવ્યાં. તો મૃકંડના શરીરને ઠેકાણે તો ઉધેઇના રાફડા થઇ ગયા છે તેથી

જાણે કોઈ નાની ડુંગરી હોય એવું દેખાય છે, પણ તે ટેક રીમાંથી ઝીણા ઉધેઈના સફેત જીવડાની કીડાઓના જેવી હાર ચાલતી હતી તે જોઇ, પોતાના નંદી ભ્રંગી ગણો પાસે બધી માટી દૂર કરાવી તેને દૃષ્ટિપાત રૂપી પીયુષધારાથી નવરાવી પોતાની પાસેનું કલશોદક છાંટી સ્વસ્થ કર્યો. ને મૃકંડના મુખ સામું જોઇ શ્રીસદાશિવ બોલ્યા કે આહા હા! મૃકંડ આટલું બધું કષ્ટ! ને આવી તપશ્ચર્યા! બોલો ભાઈ! શી ઇચ્છા છે? હું સદાશિવ તમારી પાસેજ શ્રીપાર્વતી સાથે આવ્યો છું; માટે જે કાંઇ તમારે અભિષ્ટવર માગવું હોય તે માગો.

મૃકંડ—હવે મારે માગવાનું કાંઈ નથી, જે વસ્તુ આપને પ્રિય હોય તે આપો.

શ્રીસદાશિવ—મને તો ફક્ત સંયમ એકલો પ્રિય છે.

મૃકંડમુનિ—ભલે તે આપો ત્યારે.

શ્રીસદાશિવ—તથાસ્તુ તે તમને અલ્પકાળમાં સિદ્ધ થશે. પણ તમે બીજું કાંઈ માગો?

મૃકંડમુનિ—મહારાજ! બીજું તો મારે કાંઇ જોઇતું નથી પણ એક મારી સ્ત્રી છે તેની ઇચ્છા પૂર્ણ કરો.

શ્રીસદાશિવ—તે ક્યાં છે?

મૃકંડમુનિ—મહારાજ! મારા જેવીજ તેના શરીરની પણ સ્થિતિ થયેલી છે. આ સામે જે ટેકરી છે તેમાં તે હશે. પછી ત્યાંથી શંકર અને પાર્વતી ત્યાં ગયાં ને ત્યાંથી પણ બધી ઉધેઇથી ચઢી ગયેલી માટી દૂર કરાવી તેને પણ

કલશોદક છાંટયું. જેથી તે સુદેહા પણ સ્વસ્થ થયાં ને શંકર-પાર્વતીના ચરણકમળમાં નમી પડયાં. ત્યારે પાર્વતીએ પૂછયું કે કેમ બેન ! આવડો શ્રમ ?

સુદેહા—માતાજી ! જાણોજ છો ને એતો, આપ કયાં પતિવ્રતમહિમા અને સતીઓના કર્તવ્યથી અજાણ્યાં છો ? મારા સ્વામી મોટી તપશ્ચર્યામાં આરૂઢ થયા, ત્યારથી મે પણ અનન્યભાવે સ્વામીસેવા કરતાં અવશેષ સમયમાં આપનું ભજનસ્મરણ મારાથી બન્યું તે કર્યું.

પાર્વતી—નહિ, નહિ, ધન્ય છે તમને. ઘણી સારી રીતે તમે પણ તમારા પતિની સેવા અને મહેશ્વરશ્રીની ભક્તિ કરી છે. સ્ત્રી શરીરથી તમારો આ પ્રયત્ન કાંઈ સાધારણ નથી; બારહજારવર્ષ એ તે કાંઇ નાના સરખા બાળકનો ખેલ છે ? તેમાં સ્ત્રી શરીર, પુરુષના જેટલું જ્ઞાન અથવા નિગમ શાસ્ત્રાદિના અધ્યયનનો પણ અભાવ, ચંચળ સ્વભાવ, અનેક પ્રકારની વાસનાઓથી ભરેલું હૃદય, વળી તમારા જેવાં સુંદર અને સુકોમળ શરીરવાળાં રાજપુત્રી હોઇને તમે જે આટલો બધો મનોનિગ્રહ કરી તપશ્ચર્યાના નિયમો પાળી શકયાં, તેને માટે તમને વારંવાર ધન્યવાદ છે. એટલું કહીનેજ વરદાન આપવા આતુર થઇ રહેલાં પાર્વતીજી બોલ્યાં કે,

પાર્વતી—બેન ! એ તો ઠીક, પણ સકલાર્થસિદ્ધ સર્વ ઋદ્ધિસિદ્ધિઓના સ્વામી મહાયોગીશ્વર મારા પતિ શ્રીસદાશિવ મારી સાથેજ છે. માટે તમને તમારા મનમાં જે સર્વથી વિશેષ પ્રિય હોય તેવું વરદાન માગો ?

સુદેહા—મહેશ્વરિ ! મારે બીજી તો કોઈ પણ વસ્તુની અપેક્ષા નથી પણ માત્ર એક અંગજ ( શરીરથી જન્મેલા ) પુત્રની ઇચ્છા છે; માટે આપની જો મારા ઉપર અનુકંપા ( કૃપા ) હોય તો એક પુત્ર આપો, જેથી મારો વંધ્ય દોષ ટળે.

પાર્વતી—પ્રથમ પોતાના સ્વામી શ્રીશંકર સાથે તે પ્રસંગ માટે વાત થઇ ગઇ છે. માટે પાર્વતીએ આ વાત શ્રીસદાશિવને કહી કે,-

પાર્વતી—હે ત્રિપુરારિ ! મહેશ્વર ! હે પ્રભો ! આપ પ્રથમ કહેતા હતા તેમજ થયું. ને સુદેહાએ વરદાનમાં પુત્રજ માગ્યો.

શ્રીસદાશિવ—ભલે ત્યારે, ચાલો હું આવી તેમના મનનું સમાધાન કરું છું.

તે પછી શ્રીસદાશિવે મૃકંડને કહ્યું કે મુનિ ! ચાલો તમે પણ; સુદેહાને પ્રસન્ન કરીએ. પછી મૃકંડ પાસેથી મહાદેવજી ને મૃકંડમુનિ બન્ને સુદેહા પાસે ગયા.

શ્રીસદાશિવ—કેમ બેન સુદેહા ! તમે પણ તમારા પતિ સાથે પતિસેવા કરતાં તપશ્ચર્યા કરવામાં વિશેષ દુઃખ સહન કર્યું છે. પરંતુ હે દેવિ ! તમારી તપશ્ચર્યા આગળ તો હું એવી કોઈ વસ્તુ દુર્લભ માનતો નથી ? કે જે તમને ના આપી શકાય, પણ બેન ! પુત્રનું વરદાન આપવામાં પ્રતિબંધ છે, માટે હે દેવિ ! તમે પુત્ર વિના બીજું કાંઇ પણ મન ગમતું વરદાન માગો.

સુદેહા—મહારાજ ! આપને પણ પુત્રનું વરદાન આપ-

વામાં નડે એવો શો પ્રતિબંધ છે? કે જેથી આપ પણ પુત્ર આપી શકતા નથી. બીજા બધા દેવો કરતાં આપ શીઘ્ર પ્રસન્ન થાઓ એવા ભોળા દેવ જાણીને તો અમે બન્નેએ આપનું ભજન સ્મરણ કરી, તપશ્ચર્યા કરી આપનો આશ્રય લીધો છે. તો પણ મારું તો કાર્ય સિદ્ધ નાજ થયું?

શ્રીસદાશિવ—ધૈર્ય રાખો, મારી આ વાત સાંભળી વિચારો. આ સંસારમાં વિશ્વનિયંતાએ તમામ જીવસમૂહને પોત પોતાના કર્માનુસાર જન્મ આપી તેમણે ગત જન્મોમાં કરેલાં રાગદ્વેષ પૂર્વક શુભાશુભ કર્મોના ફળવડે સુખ દુઃખમાં જોડયા છે. તેમાં રાત્રિ અને દિવસના ક્રમ પ્રમાણે સુખ તથા દુઃખથી જીવો હર્ષ અને ખેદ પામતા જણાય છે. અનુકૂળ પ્રતિકૂળ બુદ્ધિથી પ્રત્યેક પદાર્થમાં રાગદ્વેષ ઉપજે છે. તેમાં હૃદયોની ભિન્નતાને લીધે સૌને સરખા રાગદ્વેષો હોતા નથી. કારણ કોઈ ને કોઇ રુચિકર તો કોઇ ને કોઈ અરુચિકર હોય છે; એનું કારણ પ્રાણીઓના હૃદયોની ભિન્નતા. જે વસ્તુ પોતાને ગમતી હોય-રુચિકર હોય, તેમાં અનુકૂળ બુદ્ધિ; ને જે અણગમતી તથા અરુચિકર હોય તેમાં પ્રતિકૂળ બુદ્ધિ હોય છે. ને તે વસ્તુમાં અથવા પોતાને પ્રિય પ્રાણી પદાર્થ ઉપર મનુષ્યને રાગ હોય છે, ને પ્રતિકૂળ અથવા પોતાને અપ્રિય પર દ્વેષ હોય છે; પણ માણસ એમ સમજતાં નથી કે પોતાને અનુકૂળ તથા રાગવાળી વસ્તુનો સંયોગ અને પ્રતિકૂળ તથા દ્વેષવાળી વસ્તુનો વિયોગ તે શ્રીજગદીશ્વરની ઈચ્છા ઉપર હોય છે; ને તે જગદીશ્વરની

ઈચ્છા તે ભોક્તાએ પૂર્વ જન્મમાં કરેલાં શુભાશુભ કર્મોપર હોય છે. જો પ્રભુ સર્વને અનુકૂળ વસ્તુનો સંયોગ કરી આપે તો અનુકૂળ અથવા ગમતી વસ્તુપર તેનો રાગ (પ્રીતિ) વધી જાય; તેમજ પ્રતિકૂળ વસ્તુનો વિયોગ પણ માણસની મરજી પ્રમાણે કરી આપે તો તેને ક્યારે પણ દુઃખાનુભવ ન થતાં વૈરાગ્યનો ઉદય ક્યારે પણ ના થાય; માટે પ્રભુના વિચારો પણ ઘણા ગભીર, ગહન અને ગુપ્ત સંકેત વાળા હોય છે; પણ જીવનું ઈષ્ટ કરનારા હોય છે. અનુકૂળ ગમતી વસ્તુપરનો રાગ તથા પ્રતિકૂળ–અણગમતી વસ્તુપરનો દ્વેષ તેજ પાપ પુણ્યના પણ હેતુઓ છે. માટે ઈશ્વર જીવોને તેના કર્માનુસાર કાંઈક સુખ અને કાંઈક સંસારરૂપની અસારતા જણાવવા ને વૈરાગ્યનો ઉદય કરાવવા દુઃખ પણ તે મહેશ્વર જીવોને દેખાડે છે. સર્વ જીવોનાં કર્મોની ભિન્નતાને લીધે સર્વને એક પ્રકારનાં સુખ કે દુઃખ હોતાં નથી. કોઈને કોઈ પ્રકારનું સુખ તો બીજાને તે પ્રકારનુંજ દુઃખ હોય છે. ને કોઈને કોઈ પ્રકારનુ દુઃખ તો બીજો માણસ તે પ્રકારના સુખથી ભરપૂર હોય છે. બહુધા જનસ્વભાવ એવો હોય છે કે પોતાને જેની અપેક્ષા હોય તે પોતાને ન મળતાં બીજા પાસે હોય તે જોઈ પોતાના હૃદયમાં ઈર્ષા નામના દોષથી બળ્યા કરે છે. તથા પોતાના કરતાં બીજાને ઉત્કૃષ્ટ સ્થિતિવાળો તથા સુખી જોઇને પણ હૃદયમાં સહન કરી શકતો નથી. પણ તે મૂઢ જન સમજતો નથી કે તેને જે સુખો મળ્યાં છે તે મેં આપેલાં નથી; પણ તેના સત્કર્મોથી શ્રીહરિએજ આપેલાં

છે. માયિક પદાર્થોમાં સુખ દર્શાવનારા પદાર્થો અનંત છે. તથાપિ તેમાંથી મુખ્ય મુખ્ય કહેવાય છે. ઘણા માણસો પોતાની પ્રીતિનો વિષય ધનને માને છે. કામી પુરુષો પ્રીતિનો વિષય સ્ત્રીને માને છે. કેટલાંક વંધ્ય માણસોને પોતાની પ્રીતિનો વિષય પ્રજા હોય છે; કોઈ પોતાનું ખરું સુખ આરોગ્ય માને છે, કોઈ દીર્ઘ જીવનને સુખ માને છે. કોઈ કોઈ પ્રકારની ઉચ્ચ વિદ્યા કે કળામાં સુખ માનતા હોય છે. ને ઘણા માણસો જૂદા જૂદા પ્રકારની વિભોગ સામગ્રીમાં સુખ માને છે તથા કેટલાક પોતાની આજીવિકાનાં ઉંચાં સાધનોમાં સુખબુદ્ધિ કરે છે; પણ તે સર્વ પોતાના ધારવા પ્રમાણે મળવું કે ન મળવું તે સૃષ્ટિના નિયામક પ્રભુની ઇચ્છાપર રહેલું છે. જે જે પદાર્થોમાં જીવોએ સુખબુદ્ધિ કલ્પેલી છે તે સર્વ માયિક હોવાથી પરિણામે અસત્, જડ ને દુઃખરૂપ હોય છે, તથા પરિણામે વિનાશ પામવાના સ્વભાવથી યુક્ત હોય છે. પ્રત્યેક પ્રીતિવાળી વસ્તુ પણ સંયોગકાળે સુખ ને વિયોગકાળે દુઃખનું ભાન કરાવે છે. ખરી રીતેતો અખંડાનંદ સુખ સ્વરૂપ તો પોતાનો નિજાત્મા છે. છતાં પણ તેમ નહિ સમજનારા સર્વ જીવો કે જેઓ જેમાં કાંઇ પણ સુખ નથી તેવા પદાર્થોમાં સુખ માને છે. તે પદાર્થ પણ પ્રભુ મનુષ્યની ઇચ્છાને આધીન થઈ આપતા નથી. કેમકે તેઓશ્રી સર્વાંશે સમજે છે કે મારા જીવોને આ પદાર્થો નિત્ય સુખ આપી અક્ષય્ય તૃપ્તિ પમાડવામાં ઉપયોગી નથી, માટે નાજ આપવો, પણ જીવ તેમાં રહેલું અ-

નિત્યપણું તથા નિરુપયોગીપણું સમજતો નથી, માટે અસંતોષ માની દુઃખી થાય છે. માયિક સુખોમાં પ્રભુએ સર્વ જીવોને ઘણે ભાગે ન્યૂનતાવાળાજ રાખ્યા છે. એવો કોઈ પણ દેવ, મનુષ્ય કે રાજા પણ નથી કે જે સર્વ પ્રકારનાં માયિક સુખોથી ભરપૂર હોય કારણ માયાપતિ તો સાક્ષાત્ ઇશ્વરજ છે માટે માયા કોઈ પણ અલ્પજ્ઞ જીવ પાસે રહિ શકતી નથી. પણ તે પોતાના સ્વામી મહેશ્વર પાસેજ રહે છે. માટે અપ્રાપ્ત સુખોની ઇચ્છા કરવી એ પ્રભુની આજ્ઞાનો લોપ કરવા જેવું છે. આ સંસારમાં કોઇ પૂર્ણ સુખી છેજ નહિ. ને એવો પૂર્ણ સુખી જોગે હોય તો તે એનેજ જાણવો કે જે સંતોષામૃતથી તૃપ્ત થઈ માયિક સુખોની તૃષ્ણાથી રહિત થયેલો હોય એવો નિષ્કામી માહાત્માજ અથવા જેને અખંડાનંદ બ્રહ્મનો અપરોક્ષ સાક્ષાત્કાર થયેલો હોય એવો સંયમી, કિંવા બ્રહ્મનિષ્ઠ હોઇ નિરંતર બ્રહ્માનુસંધાનદ્વારા અખંડ બ્રહ્માનુભવ કરનાર હોઈ જીવન્મુક્ત થયેલો પુરુષજ, કે જે સંસારમાં બહુ વિરલા હોય છે. બાકી તો સર્વત્ર મારે આ, મારે આ, મારે આ, અમુક મારે જોઇએ એવા અનેક મનોરથ રૂપી જળ પ્રવાહના પુરથી વહેતી આશા નામની નદીના પુરમાં તણાતા સર્વ જીવો સંસારમાં દુઃખીજ જાણવા એટલા માટે શ્રીમદ્ ભગવદ્ગીતામાં શ્રીમુખેજ પ્રભુશ્રીએ કહ્યું છે કે आर्तो जिज्ञासुरार्थी च ज्ञानीच भरतर्षभ। (આર્ત જિજ્ઞાસુ, અર્થિ ને જ્ઞાની એવા ચાર પ્રકારના મારા ભક્ત હોય છે. તેમાં બહુધા જિજ્ઞાસુ ને જ્ઞાની ભક્તો તો ઘણા

ઓછા હોય છે પરંતુ આર્ત (દુઃખી) અને અર્થી ભક્તો ઘણા હોય છે. એ વચનથી શ્રીપરમાત્માએ પણ સાચા ભક્તનું તો વિરલપણુંજ બતાવ્યું છે. એકંદરે જો ભક્ત શબ્દથી કહીએ તો જેને જે નિરંતર રટે ચહે અથવા તેનીજ સ્પૃહા કરે તે, તે વસ્તુનો ભક્ત કહેવાય તો એવા ભક્ત જગતમાં અસંખ્ય હોય છે. પણ સ્પૃહારહિત કિંવા શ્રી ઈશ્વર વિના બીજાની જેને લેશ પણ અપેક્ષા નહેય તેવા ભક્તોનો બહુ અભાવ હોય છે. બાકી માયિક વસ્તુની ભક્તિ કરનારા ભક્ત તો તમામ કુલમાં, ગૃહસ્થમાં, ત્યાગીમાં અને બધી વર્ણોમાં હોય છે. તથા સર્વ જીવોને ભક્ત કહીએ તો કહીજ શકાય કોઇ અભક્તજ નથી, સર્વે માયાના ભક્તોજ હોય છે. જેને જે વાતની ન્યૂનતા હોય, કિંવા જેમાં સુખ મનાયું તે વસ્તુની અપ્રાપ્તિથી તેમાં તૃષ્ણા ઉપજે છે, પછી તે મેળવવા યત્ન આદરે છે, પોતાના યત્નથી પ્રાપ્ત થાય એવી ન હોય તો તપશ્ચર્યા આદિ કાંઈ શુભ કર્મો કરી કોઇ દેવોની સહાય ગ્રહણ કરે છે. ઉપાસકો પોતાની મેળે અમુક દેવ મને શીઘ્ર પ્રસન્ન થઈ મારું ઇષ્ટ સિદ્ધ કરશે એવી શ્રદ્ધારૂપ સાંકળથી બાંધી તે દેવનું નામ સ્મરણ કરતો અથવા સ્તુતિ પાઠ કરતો સકામ ભક્ત, ઉપોષણ અથવા અનેક પ્રકારના કાયાને કષ્ટ દેવાના નિયમો ધારણ કરે છે. તેમાં પણ દેવને જાણે કાંઇ પાડ કરતો હોય કે ત્રાગુ કરતો હોય તેમ મનમાં મુઝાતો ઉપાસના કરે છે, હૃદયમાં તૃષ્ણાની આગ સળગતી હોવાથી ઉપરા ઉપરી નિશ્વાસો નાંખે છે, આ ભક્તિ

પણ સ્વાર્થી અથવા આર્તભક્તિ કે અર્થેચ્છાથી કરાતી ભક્તિ જાણવી. વરદાન આપવાનું વિશેષ સામર્થ્ય તો શ્રીવિષ્ણુ, શ્રીશંકર, શ્રીગજાનન, શ્રીસૂર્યનારાયણ અને શ્રીજગદંબિકા અને બ્રહ્મામાં મનાય છે. બીજા દેવોમાં પણ મનાય છે પણ તે ગૌણ મનાય છે. માટે પૂર્વોક્ત દેવોના નિમિત્ત ને તેમના નામથીજ સકામ તપશ્ચર્યાઓ થાય છે. ભક્તો જે દેવોની ઉપાસના કરે છે તે અમુક સેવક અમારી ઉપાસના કે ભક્તિ સકામપણે કરે તો ઠીક, એવી ઇચ્છા તે દેવો રાખતા નથી. કેમકે કોઈ પણ દેવને સકામ ભક્તિ ગમતીજ નથી. કારણ કે તે તો એક પ્રકારનો વ્યાપાર થયો, ભક્તિ કે ઉપાસના માટે અમુક માયિક સુખ મેળવવું એ પણ એક જીવોની સ્વાર્થબુદ્ધિ ગણાય છે. વળી જે જે ઉપાસકો ભક્તિ કે ઉપાસના કરી દેવો પ્રસન્ન થયા પછી જે વરદાન માગે તેમાં પણ તે ઉપાસિત દેવને અણુગમતું થાય છે, કારણ કે રાજસી તામસી ભક્તો વખતે બીજાઓને કષ્ટ થાય એવાં પણ વરદાન માગે તો પછી વરદાન આપતાં તે દેવ અવશ્ય સંકોચાય. પુરાણોમાં એવી ઘણી આખ્યાયિકાઓ છે કે અમુક આસુરી બુદ્ધિવાળાએ અમુક વરદાનો મેળવી દેવ, મનુષ્ય અને ત્રિલોકમાં કષ્ટ આપ્યું; તથા અધર્મ વર્તાવ્યો. માટે બિચારા દેવોને વરદાન આપતાં પણ સકામ ભક્તોથી બીવાનુંજ થાય છે. વળી દેવોને વરદાન આપતા પહેલાં આ સૃષ્ટિના નિયંતા શ્રીમહેશ્વર કે જેઓ સમસ્ત જગતમાં સર્વના હૃદયમાં સૂત્રાત્મારૂપે અધિષ્ઠાનરૂપે રહેલા છે તથા હૃદયના

પ્રેરક ગણાય છે, તથા પૃથિવ્યાદિ પંચભૂતના સ્થૂળ અને સૂક્ષ્મ સર્વ પરમાણું માત્રમાં રહીને સર્વની સ્થિતિ ગતિને પ્રતિક્ષણ થવાના પરિણામને જાણનારા છે. તેમને અખિલ બ્રહ્માંડના જીવોને માટે પ્રતિક્ષણ બનવાના ભૂત ભવિષ્ય ને વર્તમાન માટે શા શા સંકલ્પ થયેલા છે? કોનું શું થવાનું છે? કોને ક્યાં નાખવાને છે? એમ અણુ જેવી સૂક્ષ્મ વસ્તુનું એકથી બીજા ક્ષણમાં શું રૂપાંતર થવાનું છે, શું નથી થવાનું, છે એનાથી કેવું અન્યથા થવાનું છે, તથા અણુમાંથી પર્વત અને પર્વતમાંથી અણુ. અથવા જળનું સ્થળ અને સ્થળનું જળ, કોની ઉન્નતિ, કોની અવનતિ, કોણ સધન ને કોણ નિર્ધન, કોણ રંક ને કોણ રાજા, કોની સદ્ગતિ ને કોની અસદ્ગતિ ઇત્યાદિ સર્વનું તે વિભુને સદોદિત અખંડ અબાધિત જ્ઞાન હોય છે. માતા પિતા જેમ પોતાના પુત્ર કે પુત્રી પ્રજાનું નિરંતર શુભ ઇચ્છે, તેમ પ્રભુ પણ સર્વ જીવોને આત્મીયપ્રજારૂપ માની તેમને સદા આનંદમાં રાખી તેમની અખંડ ઉન્નતિ ઇચ્છે છે. પણ જીવસમૂહ નિરંતર બહિર્મૂખ અને જન્માંતરના વિષયભોગથી તથા સંસારસુખાસક્તિના સંસ્કારથી પોતાનું સુખ અને કલ્યાણ ઇશ્વરથી વિરુદ્ધ વસ્તુમાં માને છે, માટે કોઈ મને પુષ્કળ ધન મળો, કોઇ મને સુંદર મનોહારિણી રૂપાળી ને જુવાન સ્ત્રી મળો, કોઇ મને ગુણવાન્ પુત્ર મળો, એવી એવી અનેક કલ્પનાઓ કરી તે મેળવવા ઇચ્છાનુસાર પ્રયત્ન કરે છે. કારણ કે જીવો બધા અલ્પજ્ઞ તથા પરતંત્ર હોવાથી મને આ ઇચ્છીત વ-

સ્તુથી સુખ મળશે કે દુઃખ? તે સમજી શકતા નથી; પણ જગન્નિયંતાને તે સર્વ જાણવું પડે છે. માટે કોઇ પણ જીવને પ્રભુ માગ્યા મુજબ કાંઈ આપતા નથી.

છતાં કોઇ કારણ પ્રસંગે પ્રારબ્ધાનુસાર આવી મળે છે, ને તેમાં ઇશ્વરને વિપરીત લાગે છે તો તે લઇ પણ લે છે; જે લઈ લે છે તેમાં જીવનો સ્વભાવ છે કે ઇશ્વરનો દોષ કાઢે છે. હતું ને લઈ લે છે તેથી ઘણા અજ્ઞ જીવો ઇશ્વરને માથે ગમે તેવા અપવાદ મૂકે છે, ગાળો ભાંડે છે. ઇશ્વરના વિશુદ્ધ સ્વભાવમાં દોષ આરોપે છે; પરંતુ પ્રભુ તેથી લગ પણ સંકોચાતા નથી પણ તે બધું જીવના અજ્ઞાનને કારણુ માની ક્ષમા કરે છે. જેમ અજ્ઞાની બાળક માબાપને તુંકારા કરે, લાતો મારે, અસભ્યતા વાપરે તે બધું માબાપ તેને બાળક હોવાથી ક્ષંતવ્ય ગણે છે, તેમ પ્રભુ પણ સર્વ જીવોને ક્ષમા દાન આપે છે. પણ તે મહા દયાળુ પ્રભુ કોઇ પણ જીવની પાસે તેનો અધિકાર નહિ છતાં મોટી ઉમદી વસ્તુ આવી ગઈ હોય ને તેથી અનર્થ થશે એમ જાણવામાં આવતાં તુરત તે પડાવી લે છે. ઉદાહરણ તરિખે કહિએ તો જેમ કોઇ વર્ષ દિવસનું બાળક હોય તેને સન્નિપાત (વરાધ) થયો હોય ને કદાપિ કોઈ પતાસું કે મીઠાઇ આપે તો જો કે બાળકે તો જીભથા ચાખી ગળ્યું લાગવાથી તેને ઈષ્ટ પ્રિય માન્યું હોય છે, ને તેને તે ખાવા ધારે છે; પણ ચતુર, સુજ્ઞ ને ડાહ્યાં માતાપિતા તે બાળક તે વસ્તુ ખાશે તો તેનું અનિષ્ટ થશે અથવા રોગ વૃદ્ધિ પામશે એમ જાણી

બાળકને શેવરાવીને પણ ખુંચી લે છે. કોઇ પાંચ વર્ષનું બાળક અથવા એથી મોટું એવી સ્થિતિને પામેલું હોય ને કાંઇ કુપથ્ય કરે તો માતા પિતા તેને મોઢું લગાડીને કાં ભય ત્રાસ આપીને પણ તેનું ધાર્યું કરવા દેતાં નથી. કારણ કે તે તેનું વિપરીત કરનારું છે, એમ સમજીને; પણ કાંઇ તેનું અનિષ્ટ ધારીને નહિ. તેમ પ્રત્યેક જીવ જે જે પદાર્થમાં સુખ માની તેની સ્પૃહા કરે છે અથવા તે મેળવવા પ્રયત્ન કરે તે પાછું તે સર્વજ્ઞ દયાળુ પરમાત્મા જાણે છે, તે જાણી તેનું પૂર્વાપર વિચારી જો કોઈ જીવને તે ઇચ્છિતથી સુખ થાય તેમ હોય છે તો તેને તેનો સંયોગ કરાવી તે પદાર્થ તેની પાસે રાખે છે; ને તે પદાર્થથી જો જીવનું અનિષ્ટ થવાનું હોય છે તો તેનો તે જીવ સાથે સંયોગજ થવા દેતા નથી; ને સંયોગ થયો હોય તો તે પદાર્થ તેની પાસેથી પડાવી લે છે.

ઘણા ભાગે જીવો પોતાની પાસે ન હોય તે પદાર્થ મેળવવા પોતાનો લૌકિક પ્રયાસ કરે છે, પણ તે નિષ્ફળ જતાં કોઈ વ્રત, જપ, યજ્ઞ કે તપ કરી કોઇ દેવોની સહાય મેળવી, ઈચ્છિત માટે યત્ન કરે છે; તે પણ વિશ્વેશ્વરથી અજાણ્યું રહેતું નથી. માટે જો તેથી પણ જીવનું વાસ્તવિક હિત થવાનું હોય તો તે સિદ્ધ થવા દે; ને વાસ્તવિક અહિત હોય તો તેમાં અનેક વિઘ્નો નાખી તેનું તે વ્રત, જપ, યજ્ઞ કે તપ કાંઇ પણ સિદ્ધ થવા દેતા નથી.

ઘણા વ્યાપારીઓ પોતાને લાભ થયો જાણી મોટા

મોટા વ્યાપારો કરે છે પણ તેમાં લાભ કે હાનિનો તંત્ર પ્રભુ પોતાની પાસે રાખે છે. કોણે કેવો વ્યાપાર કર્યો છે, તેને દ્રવ્યની શી અગત્ય છે, તેને કેટલા નાણાની જરૂર છે, તેને વિશેષ નાણું પ્રાપ્ત થતાં શું અર્થ કે અનર્થ થવાના છે? તે સો જાણીનેજ પ્રભુ તે વ્યાપારીને લાભ કે હાનિરૂપ પરિણામ પમાડે છે

કોઇ પણ લોભી કે વિશાલતૃષ્ણ પુરુષ પોતાના એક-લપેટા માણસની પેઠે એમ ધારે કે આખા જગતમા હું એકજ મોટી સંખ્યાવાળા ધનનો સ્વામી થઈ બેસું, જગતમાં હુંજ માત્ર બીજો કુબેર ભંડારી થઈ ખર્વ નિખર્વ જેટલું નાણું રોકી બેસું; પણ તે દયાળુ પ્રભુ તેમ થવા દેતા નથી. પણ તે મોટી સંખ્યાવાળા દ્રવ્યનો વિભાગ કરી સર્વના પોષણની યોજના કરે છે. બાકી જીવ સ્વભાવતો એવોજ હોય કે આખા જગત્‌ની કે ત્રિલોકની સમૃદ્ધિ મારી એકલાની પાસે હોય ને બીજા તમામ જીવો દુઃખી થાય-રીબાય ને જગત્‌માં હલકા ગણાય હું એકલોજ સૌથી શ્રેષ્ઠ ને મોટા માન પ્રતિષ્ઠાવાળો અને સર્વમાં માનનીય થાઉં; પણ તે ક્ષુદ્ર વિચારવાળા અને પરનું અશુભ ઇચ્છનારને પણ પ્રભુ જાણીને તેની કુભાવનાનું ફળ તેને પોતાનેજ ઘણી કરડી નજરથી પમાડે છે. રાગદ્વેષથી રંગાયેલા, મલિન્ બુદ્ધિના ને પરકીય ઉત્કર્ષને ન જોઈ શકનારા જીવો પર શ્રેયથી બળી ખાખ થતા મનથી ધારે કે ફલાણાનું આમ થાઓ કે ફલાણાનું તેમ થાઓ; પણ તેમની ભાવનાનું ફળ પ્રભુ તેમને પોતા-

નેજ આપે છે. પણ તેથી કોઈ બીજા જીવને હાનિ લાભ થવા સંભવતા નથી. એક માણસને જેમ ડાબો તથા જમણો બે હાથ સરખા હોય છે તથા તેની આંગળીઓ પણ સરખી હોય છે તેમ પ્રભુને સર્વ જીવો સમાન હોય છે. એક પિતાને પોતાની પ્રજા અથવા પાંચે પુત્રો સમાન હોય છે તેમ પ્રભુને સર્વે જીવો સમાન હોય છે. તે દયાઘન સર્વને પોતપોતાના શુભાશુભ કર્મ પ્રમાણેજ સારાં નરતાં ફળ દેખાડે છે. પણ મહેશ્વરશ્રી ક્યારે પગુ વિષમ દૃષ્ટિ વાળા થતા નથી. કોઇને પ્રિય કે અપ્રિય ગણુતા નથી. કર્મનું ફળ દેતાં કોઇની વગસગ રાખતા નથી. અપરાધનું ફળ સર્વને એક સરખી રીતેજ આપે છે. ભક્ત ને અભક્ત બન્નેને કર્મનું ફળ ઇશ્વર સમાન આપે છે, પછી તે પંડિત હો કે મૂર્ખ હો: જ્ઞાની હો કે અજ્ઞાની હો: રાજા હો કે રંક હો: ઉંચા કુળનો હો કે ચાંડાલ જાતીનો હો: પણ શુભાશુભ કર્મના ફળમાં સૌ જીવોને સમાન રીતેજ રાખે છે.

શ્રીસદાશિવ—હે સુદેહા! આ લોકમાં મરણ પછી સમગ્ર જીવો શુભાશુભ કર્મનાં ફળ ભોગવી તે કર્મોના અવશેષ રહેલા મિશ્ર સંસ્કારો વડે મનુષ્ય લોકમાં શ્રીજગદીશ્વરની ઇચ્છાથી અવતરે છે. તે જગદીશ્વરની ઇચ્છા એજ જીવોના પૂર્વ કૃત શુભાશુભ સસ્કારો જાણવા. પ્રથમ આ સર્વોત્તમ સમશીતોષ્ણ કટિબંધવાળા કર્મ ભૂમિ રૂપ પુણ્ય કર્મો કરવાની તથા તપ, યોગ, જ્ઞાન, ભક્તિ આદિ કૈવલ્ય સાધનો સાધવાની સર્વ પ્રકારની યોગ્યતા વાળા ભારતવર્ષમાં

જન્મ થવો તથા તેમાં પણ બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય, એ આર્ય સંજ્ઞાને યોગ્ય જાતિમાં જન્મ થવો તથા તેમાં પણ ઉંચા કુળમાં જન્મ થવો, તે સાથે શ્રી કે પુરુષનો સુંદર દેખવડો લોકપ્રિય તથા કોઈ પણ પ્રકારની ખોડખાંપણ વિનાનો સર્વાંગાવયવ સંપૂર્ણ અને આરોગ્ય આનંદથી ભરપૂર દેહ પ્રાપ્ત થવો, તેમાં પણ દીર્ઘાયુષ્ય પ્રાપ્ત થવું, તે સાથે સદ્વિદ્યા, કળા અને વિવેક વિનયાદિ સદ્ગુણો પ્રાપ્ત થવા અને ઉંચા પ્રકારનું શ્રેયસ્ પ્રાપક જ્ઞાન પ્રાપ્ત થવું, સારા આચાર વિચાર પર શ્રદ્ધા હોવી, તથા પોતાની યોગ્યતા પ્રમાણે સારો સંતોષકારક વ્યવહાર સચવાય અર્થાત્ ઇચ્છા પૂર્ણ ધન પ્રાપ્ત થવું, ઉંચા પ્રકારનાં સુખ અને વિભવો પ્રાપ્ત થવા અને સારાં સત્ શા । અથવા ઉપનિષદાદિક તત્ત્વજ્ઞાનનાં શાસ્ત્રોનો અર્થ વાંચી સાંભળી તેના અર્થનું ગ્રહણ ધારણ કરવાની બુદ્ધિ પ્રાપ્ત થવી અર્થાત્ ઉંચા પ્રકારની તીક્ષ્ણ બુદ્ધિ તથા હૃદય બળ હોવું, એ સર્વ જીવોના પૂર્વકૃત પુણ્ય સંસ્કારોને લીધે એમ જ સમજવું.* ઉક્ત પ્રકારમાં જે જીવની અધિકતા જણાય તે જીવના પુણ્ય સંસ્કાર

---

* प्रेत्य कर्मफलमनुभूय ततः शेषेण विशिष्ट देशजातिकुलरूपायुः श्रुतवित्त सुख मेधसोजन्म प्रतिपद्यन्ते॥ स्मृति॥

**ભાવાર્થ:**—જીવો મૃત્યુ પછી પરલોકમાં કરેલા કર્મોનાં ફળ ભોગવી, તે ભોગવતાં બાકી રહેલા કર્મશેષવડે પૃથ્વીમાં સારા દેશ, જાતિ, કુલ, રૂપ, આયુષ્ય, જ્ઞાન, ધન, સુખ અને ગ્રહણ ધારણ કરી શકે એવી બુદ્ધિ સહિત જન્મ પામે છે.

ઉંચા, મધ્યમ જણાય તેના મધ્યમ, ને કનિષ્ઠ જણાય તેના પુણ્ય સંસ્કારની કનિષ્ઠતા સમજવી. તથા તેનો જેમને અભાવ હોય તેને તેટલા પાપસંસ્કારોની અધિકતા જાણવી.

શ્રીસદાશિવ—સુદેહા! એજ પ્રમાણે તમામ જીવોને આ સંસારમાં સારાં કુટુંબોમાં, સારાં માણસોના સહવાસમાં, સારાં પ્રેમી, સ્નેહી, નિર્મળ બુદ્ધિવાળાં અને સુહૃદય વાળાં સંબંધીઓના સહવાસમાં આવવાનું કારણ પણ તે પુણ્યસંસ્કારોનેજ કારણરૂપ જાણવા. તથા તેજ રીતે પુરુષને સારી પતિવ્રતા, સુંદર મનોવૃત્તાનુસારિણી ધર્મપત્ની મળવામાં અને કર્કશા કુભાર્યા ન મળવામાં પણ તેજ હેતુ માનવો. તથા તેવીજ રીતે સારો ગુણવાન્, ધર્મનિષ્ઠ, વિદ્વાન્, સદુદ્યોગી ને માતાપિતાનો આજ્ઞાપાલક પુત્ર મળવો, તેમાં પણ પૂર્વોક્ત પુણ્ય સંસ્કારનેજ કારણરૂપ માનવા જોઇએ; નહિ તો પાપની બાહુલ્યતાવાળાને માટે તો કુપુત્ર કે જે તેના પૂર્વમાં કરેલા પાપરૂપ, માતાપિતાના કંટકરૂપ, કે હૃદયના શલ્યરૂપ, સાચા શત્રુરૂપ, જૂ, માંકણ તથા પેટના કૃમીરૂપ અંગજ ( અંગથી જન્મેલો પુત્રજ ) પ્રાપ્ત થાય, પણ કુળદીપક સજ્જન પુત્ર પ્રાપ્ત થાયજ નહિ. તેવીજ રીતે બેન! શુદ્ધ પ્રીતિથી શુદ્ધ ભાવથી માતાપિતાની સેવા કરનાર આજ્ઞાપાલક પુત્ર મળવામાં પણ માતાપિતાની પુણ્યબાહુલ્યતા કારણરૂપ માનવી. માતાપિતાની આજ્ઞાનો ભંગ કરી નિરંતર સંતાપનાર અધર્મ અનીતિના માર્ગે ચાલનાર વ્યસની પુત્ર પ્રાપ્ત થવાથી પૂર્વજોનું અધઃપતનથાય છે; તે કરાવનાર કુપુત્ર પ્રાપ્ત થાય તેમાં માતાપિતાના પૂર્વકૃત

પાપ બાહુલ્યને હેતુ માનવો જોઇએ, તથા બેન ! માતાપિતાને નિઃસંતાન રાખનાર પણ તેજ પાપસંસ્કાર કારણરૂપ થાય છે. તેવીજ રીતે બેન સુદેહા ! તમને પણ પુત્ર વિનાનાં રાખવામાં પણ તમારો પ્રબલ પાપસંસ્કારજ હેતુરૂપ થયો છે.

જગતમાં પણ એવો નિયમ છે કે એક સાધારણ માણસ પણ એક હલકા અથવા ઉંચા માણસનો ઉપકાર કરે, તેના પર પ્રીતિ રાખે, તેનું કામકાજ કરે, કે તેને અનુકૂળ થાય તો તે હલકાં અથવા ઉંચાં માણસો પણ પોતાના ઉપર જેવો સામો માણસ વર્તે તેના ઉપકારનો બદલો કોઈ કાળે નહિ ભૂલતાં તેને અનુકૂળ થઇ તેના કર્તવ્યનો બદલો વાળે છે. તો જેની હમેશાં ભક્તિ કરાય, ભજનસ્મરણ થાય, ઉપોષણ થાય, કે જેને માટે પોતાના વહાલામાં વહાલા દેહથી કષ્ટ વેઠી તપશ્ચર્યા કે ઉપાસના થાય તે ઉપાસ્ય દેવ બદલો કેમ ન વાળે ? ને ઇચ્છિત કેમ ના પૂરે ? પણ આગળ કહેલી રીતે ઉપાસકનું પાપબાહુલ્ય તેમાં હેતુરૂપ થાય છે. માટે બેન સુદેહા ! તમને પુત્રપ્રાપ્તિનું વરદાન આપવામાં પણ તમારું પાપબાહુલ્ય હેતુરૂપ થયું છે.

જગન્નિયંતાનો એવો સિદ્ધસંકલ્પ છે કે સર્વે જીવોએ જે રીતે પાપ કે પુણ્યો કર્યાં હોય તેજ પ્રમાણે તેનો ફલ ભોગ પણ થવો જોઇએ માટે એ નિયામક પ્રભુશ્રીની આજ્ઞાનો ભંગ કોઇથી પણ થઈ શકતો નથી. માટે તમને પુત્ર ન થવામાં પણ તમારું તે પ્રબળ પાપજ કારણ છે. માટે તમને પુત્ર પ્રાપ્ત થવાનું વરદાન મારાથી આપી શકાતું નથી.

સુદેહા–હે ત્રિલોચન મહેશ્વર ભગવાન્! આપજેવા સમર્થને પણ પુત્રનું વરદાન આપવામાં અંતરાયરૂપ થનાર મારું પ્રબળ પાપ કિયું છે? તે મને કૃપા કરી કહેશો.

શ્રી મહેશ્વર—બેન સુદેહા! કર્મની ગતિ ગહન છે. તમે જાણવા માટે પૂછોછો તો કહું છું; તમે આજથી પાંચમા જન્મમાં એક સમરજિત નામે માંડલિક રાજાનાં સુંદરી હતાં. તમારા પતિને તમારા પહેલાંની એક વિમળમતિ નામે પવિત્ર અને પતિવ્રતા સ્ત્રી હતી. તેને એક વિશાળમતિ નામે પુત્ર હતો, ને તે વિશાળમતિ તે સમરજિત રાજાના રાજ્યનો અધિકારી ભવિષ્યમાં થવાનો હતો; કારણ કે તેની માતા વિમળમતિ પટ્ટરાણી પદ ઉપર હતાં અને ક્ષત્રિયોના રાજધર્મની રીતિ પણ એવીજ હોય છે કે પટ્ટરાણીના પુત્રનેજ પાટવીકુમાર કહેવાય ને તે મોટા વયનો ને યોગ્યતાવાળો થતાં તેનેજ પટ્ટાભિષેક થાય. તે સમરજિત રાજાએ બીજીવાર તો માત્ર પોતાની કામબુદ્ધિથી સારું રૂપ જોઇને તમારી સાથે લગ્ન કર્યું હતું. તે જન્મમાં તમને લોકો 'મૃત્યુલોકની રંભા' એમ કહેતા હતા. બાકી તમારું નામ તો મદનલેખા હતું. તે સમયમાં તમારી બુદ્ધિ ઈર્ષ્યાથી એટલીબધી મલિન હતી કે તમે તમારી સોકયના પુત્રનો ઉત્કર્ષ જોઇને સહન કરી શકતાં નહોતાં, ને તેની ઉન્નતિ જોઇ તમે નિરંતર હૃદયમાં બળ્યા કરતાં હતાં. તે જન્મમાં તમારા પતિની પ્રીતિ તમારાપર બહુ સારી હતી, છતાં તમારા હૃદયની મલિનતારૂપ પાપથી રુષ્ટ થયેલા ઇશ્વરે તમને

પુત્ર આપ્યો નહોતો. છતાં સોકયનું પુત્રસુખ તમારાથી સહન ન થયું. તેથી તમે તે પાંચ વર્ષના વયના (ઉમ્મરના) સોકયના પુત્ર વિશાળમતિને વિષપ્રદાનથી (ઝેરદઇ) માર્યો. ને તે રાજા તથા રાણી બન્નેના જાણવામાં પણ આવ્યું. કારણકે કોઈપણ સ્થળે પાપની વાત પ્રકટ થયા વિના રહેતી નથી. એ દુષ્ટ કર્મથી તેનો બદલો આપવા રાજાએ તો સ્રીહત્યાનો ભય અને પોતાની તમારા વિષે કામુકભાવની પ્રીતિથી કાંઈ કર્યું નહિ. ને તે પુત્રની માતા વિમળમતિ તો બીચારી અબળા ને અણમાનીતી થઇ પડી હતી, તેથી તે સમરજિત રાજાના ત્રાસથી કાંઈપણ કરવા અશક્ત હતી. તથા પરલોક પામનાર જીવ તો બિચારો કર્મવશ, પરતંત્ર અને બાળક, એટલે તે તો શું કરે? પણ સર્વથી પ્રબળ, બળવાનોના બળરૂપ, કાળનો પણ કાળ, સૃષ્ટિનો ધણી, અને કુકર્મીઓ, પાપીઓ, અધર્મીઓ તથા ખળપુરુષોને ઘણી કરડી દૃષ્ટિથી નિર્દયપણની શિક્ષા કરનાર જગદીશ્વરે તે જીવનું ઉપરાણું લઈ તમારે માટે અસહ્ય અને દારુણ યમયાતના તથા અનેક ત્રાસદાયક નર્કનાં કષ્ટોનું નિર્માણ કરી તે તમારા જીવાત્માને તેનો ભોગ કરાવીને આ જન્મમાં તમને રાજકુળમાં જન્મ આપ્યો; અને તમે મૃકંડ જેવા નિર્દોષ સ્વામીનાં પત્ની થયાં છો. પણ મનુષ્ય જાતિમાં રાજાને ઘેર પુત્રી રૂપે જન્મ આપતાં તે બાળહત્યાના ભોગવાતાં રહેલા અવશિષ્ટ પાપસંસ્કારોને લઈ શ્રી ઈશ્વરે નિર્માણ કર્યું છે કે; તમે હજી સાતજન્મપર્યંત પુત્રસુખ પામવા યોગ્ય નથી. માટે હે દેવિ! હું તમે આવી

મોટી તપશ્ચર્યા કર્યા છતાં પણ તમને અંગજ (સોદર) પુત્રનું વરદાન આપી શકીશ નહિ.

જે જીવ શરીર, મન, અને વાણીથી જેટલા ઉતાવળા વેગથી, જેવી ભાવનાથી સામા જીવને વધ, બંધન, તાડન કે તિરસ્કાર કરે છે, તે સર્વનું કર્તાને પાપ લાગે છે. ને જેમ પૃથ્વીપર વેરવામાં કે નાખવામાં આવેલાં બીજો ચોમાસાનો વર્ષાદ થતાં અંકુરો ફૂટી બહાર નીકળી તેનું વૃક્ષ થઇ ફળ દેખાડે છે, તેમ કરેલાં સર્વ કર્મો પણ તેનો પરિપાકકાળ આવ્યે ફળ આપવા સમર્થ થાય છે. જેમ પૃથ્વીમાં વાવવામાં આવેલાં ધાન્યો કે આંબા આદિ ફળાઉ ઝાડો પણ જ્યારે તેનો સમય આવે ત્યારેજ ફળદર્શક થાય છે; તેમ કરેલાં પાપો પણ જ્યારે તેનો પરિપાક કાળ પ્રાપ્ત થાય છે ત્યારેજ ફળ આપવા સમર્થ થાય છે. પણ જીવોની દૃષ્ટિ ટુંકી હોવાથી તે કૃત પાપનું ફળ સમજ્યા વિના ને દૃષ્ટિએ દેખાય તેજ સાચું માની સંસારના મોહાંધપણાને લીધે કર્મ કરતાં વિચારતા નથી; છતાં કર્મોમાં શ્રીઈશ્વરે ફળદેવાની મૂકેલી સત્તા તો એની મેળે સમય આવ્યે અબાધિત રીતે જીવને ફળ આપ્યાજ કરે છે. વિરેચન (રેચ) લેવામાં પણ ઘડી બે ઘડીની વાર થાય છે કારણ કે લીધેલો પદાર્થ પાચન થઈ જઠરમાં તેની વ્યાપ્તિ થયે જુલાબ લાગે છે, તથા વાવેલાં ધાન્યો પણ અઢી કે ત્રણ માસે પાકે છે, એટલાજ માટે સાઠ દિવસે પાકતા હોવાથી વરી (એક જાતની જાડી ડાંગેર) તે સાઠી કહેવાય છે. માટે ધાન્યોમાં તથા આંબા રોપ્યા પછી

પાંચ વર્ષે ફળે છે ને રાયણ સો વર્ષે ફળે છે એમ લોકો કહે છે; માટે તે ફળાઉ વૃક્ષોમાં પણ સમયની અગત્ય છે. તેજ પ્રમાણે શુભાશુભ કર્મોમાં પણ વિપાકકાળ પ્રાપ્ત થવાની અગત્ય છે. માટે શુભ કર્મનું ફળ તથા અશુભ કર્મનું ફળ સમય આવ્યે ફળ આપશેજ એમ સુજ્ઞ માણસે સમજવું. " ઉતાવળે આંબા પાકતા નથી " એવી લોક કહેવત પણ એજ અર્થનું સૂચન કરે છે. આંબા પણ રોપ્યા પછી પાંચ વર્ષે ફળે છે. જેમ આંબાને ક્યારેય કાંટા કે બાવળની સૂળો થતી નથી પણ કેરીઓ આવે છે, તેમ બાવળના વૃક્ષને ક્યારે પણ કેરીઓ આવતી નથી; પણ પયડા (બાવળને થતી આંબલીના જેવી શિંગો) જ થાય છે, તે પ્રમાણે શુભકર્મનું ફળ સારું સુખજ હોય છે. ને અશુભકર્મ અથવા પાપકર્મનું ફળ દારુણ દુઃખજ થાય છે. ક્યારે પણ પુણ્યનું ફળ દુઃખ ને પાપનું ફળ સુખ હોતું નથી. પરંતુ જગતમાં અપવાદ રૂપે તેમ જણાતા લોકો કહેવત કહે છે કે " કસાઇને ઘેર કુશળ, ને ધર્મીને ત્યાં ધાડય. " પણ તે સાચું માનવું નહિ. અપવાદરૂપે જ્યાં એમ જણાય ત્યાં આ નિગમશ્રુતિનું પ્રમાણજ આર્યજનોએ સાચું માનવું " तद्य इह रमणीयचरणा अभ्याशो ह यत्ते रमणीयां योनिमापद्येरन् ब्राह्मणयोनिं वा क्षत्रिययोनिं वा वैश्ययोनिं वा । अथ य इह कपूयचरणा अभ्याशो ह यत्ते कपूयां योनिमापद्येरन् श्वयोनिं वा सूकरयोनिं वा चाण्डालयोनिं वा ॥

( કર્માધિન થઇ જન્મ-મરણના પરિવર્તનમાં ફરનારા જીવો, આ કર્મભૂમિરૂપ ભારતવર્ષમાં જન્મ પામીને પુણ્ય

કર્મ કરનારા હોય છે. તેઓ અવશ્ય પુણ્યયોનિ, પવિત્રજ્ઞાતિ અથવા સુખ પામવા યોગ્ય જાતિમાં જન્મ પામે છે. બ્રાહ્મણની જાતિમાં, ક્ષત્રિયની જાતિમાં, કિંવા વૈશ્યજાતિમાં જન્મ પામે છે; અને જેઓ આ કર્મભૂમિરૂપ ભરતખંડમાં જન્મીને પાપકર્મ કરનારા હોય છે, તેઓ પાપયોનિને પ્રાપ્ત થાય છે. દુઃખ ભોગવવાયોગ્ય કૂતરાની જાતમાં, ભૂંડની જાતિમાં વા ચંડાળની જાતિમાં જન્મ પામી કેવળ દુઃખ ભોગવે છે.

* જે ઠેકાણે પુણ્યવાન્ અથવા ધર્મશીલ દુઃખી જણાય ને પાપીને સુખી જોવામાં આવે ત્યાં આ ઉદાહરણ ડાહ્યા માણસોએ માની પોતાના મનને સમાધાનમાં રાખવું, પણ પોતાના નિશ્ચયમાંથી ડગવું નહિ. કારણ કે એજ સાચું છે. જેમકે, એક નાની કોઠીમાં એના મોં બરાબર દૂધ ભરેલું છે, ને એક એવીજ બીજી કોઠીમાં પાણી ભર્યું છે. એમાં દૂધને ઠેકાણે પુણ્ય અથવા શુભકર્મો સમજવાં. ને પાણીને ઠેકાણે પાપ અથવા નીચકર્મો ધારવાં. ને કોઠીઓને ઠેકાણે જીવોનાં અંતઃકરણો અથવા જીવનાં સ્વરૂપો સમજવા. હવે જે દૂધની કોઠી છે તેના મોં ઉપર મોટો એક પાણીનો ધોધ છૂટો મૂકવામાં આવે તો તે તમામ દૂધ માત્ર પાણીમિશ્ર થઇ ઉભરાઇને બહાર જતું રહે, ને છેવટે માત્ર એકલું ચોખું પાણીજ તેમાં ભરાઈ રહે છે તેજ પ્રમાણે જે કોઠીમાં પાણી ભરેલું છે તેના મોં ઉપર એક મોટો દૂધનો ધોધ છોડવામાં આવે તો પહેલું દૂધ મિશ્ર થઇને પાણી ચાલ્યું જાય પણ અંતે તેમાં ઘણુંજ સો પ્રયાસ મણ દૂધ પડતાં પાણી તમામ ઉભરાઇ

ઉભરાઇને ચાલ્યું જાય ને છેવટે માત્ર એકલુંજ શુદ્ધ પાણી વિનાનું માત્ર દૂધજ કોઠીમાં રહે. તેજ પ્રમાણે જે માણસો પાપકર્મ કરતા છતાં સુખી રહે, સુખી થાય, સંપત્તિ અને પ્રજાની વૃદ્ધિ તથા ઉન્નતિ પામતાં જણાય ત્યાં એમ માનવું કે તેના પાપના અતિશયપણાથી તેનું પુણ્યકર્મરૂપી દૂધ ઉભરાઈને ચાલ્યું જાય છે તે એક ત્રણ કે પાંચ વર્ષ સુધી પુણ્ય ખુટી ન રહે ત્યાં સુધી સુખી જણાય પણ અંતે તેમાં એકલું પાપરૂપ પાણીજ રહેવાનું છે જેથી તે ભવિષ્યમાં મહાદુખી થવાનો. ને જેઓ પુણ્યશાળી, શુભકર્મ કરનારા ઈશ્વરભક્તિ કરનારા, પવિત્ર માણસો દુખી, દરિદ્રી, રોગી અને પ્રજાવિનાનાં જણાય ત્યાં એમ સમજવું કે તેમનાં શુભ કર્મોરૂપી દૂધનો ધોધ પડવાથી તેમને ભવિષ્યમાં ભોગ આપવા તૈયાર થનારૂં પાપરૂપ પાણી ઉભરાઇને ચાલ્યું જાય છે; તેમાં છેવટે એકલું શુદ્ધ પુણ્યરૂપી દૂધ રહેવાનું જેથી તે જીવ ભાવીમાં અત્યંત સુખી થવાનો છે. માટે મનુષ્યે કદાપિ પુણ્યકર્મરૂપ શુભકર્મો કરવા ભૂલવું નહિ. સાકર તેતો સાકરજ! પણ સોમલ નહિ. ને જે સોમલ છે, તે ક્યારે પણ સાકર નહિ થાય. એવો સુદૃઢ વિચાર કરી મૂર્ખ, અજ્ઞાની, મેલી બુદ્ધિવાળાં, દંભી, સ્વાર્થી તથા નાસ્તિક માણસો પોતાની જડબુદ્ધિથી કલ્પીને ગમે તેવું બોલે તેપર સજ્જને ધ્યાન આપવું નહિ. સૂર્ય અને અગ્નિમાં પ્રકાશ અને તાપજ હોય પણ અંધારું ને ટાઢ ન હોય, તેમ શુભ પુણ્ય કર્મનું ફળ જીવને સારું સુખ, વિભોગ ને આનંદજ

હોય; પણ દુઃખ કે ચિંતા હોય નહિ. ચંદ્ર અને હીમમાં અમૃત, પ્રકાશ અને શીતળતાજ હોય; પણ તેમાં તાપ કે ઉષ્ણુતા હોયજ નહિ. આવો વિચાર ડાહ્યાં માણુસોએ મનમાં સ્થિર કરી શુભ કર્મોજ કરવાં પણ કયારેય અશુભ કર્મ કરવાં નહિ.

શરીર, મન કે વાણીવડે જે માણુસે જેવા સમયમાં જેવી ભાવના અથવા ઉદ્દેશથી જેવી રીતે કોઇ પણ જીવના ઉપર જે સાધનથી અનુકૂળ કે પ્રતિકૂળ ક્રિયાથી સુખદ અથવા દુઃખદ ક્રિયા કરી હોય, તેજ પ્રમાણે તેને સર્વ વાતે મળતું ફળ ક્રિયાનુસાર પ્રાપ્ત થાય છે. પણ કોઈ એક પણ શુભાશુભ કર્મ કર્તાને ફળભોગ દીધા વિના અને કર્તાએ તે ફળનો ભોગ તેવા પ્રકારનાજ અનુભવથી કર્યાવિના તે કર્મો નષ્ટ થતાં નથી. ભોગ દીધા વિના નષ્ટ થવાનો ઉપાય માત્ર જ્ઞાન છે. તે જ્યારે જીવ પોતાના આત્મસ્વરૂપનો અનુભવ સાક્ષાત્કાર કરે છે ત્યારે માત્ર પ્રારબ્ધ વિના બીજાં સર્વ કર્મો ક્ષય પામે છે. શરીરથી તાડનાદિ પીડન કોઇને કર્યું હોય તે પીડા શરીરથી કરનારને ભોગવી પડે, વાણીથી કોઇને નીચ હલકાં વચન સંભળાવી કે મર્મભેદક કઠોર વાણી સંભળાવી હોય તો તે વાચિક કર્મ પણ વાચિક અશુભ વચનો સાંભળવામાં આવતાં મનમાં અપમાન આદિથી પરિતાપ થવાથી તે વાચિક પાપ નિવૃત્ત થાય છે. તથા કોઇને કોઈ જાતનો અપકાર કર્યો હોય, હાનિ કરી હોય, અદત્ત કર્મ કર્યું હોય, ધનાપહરણ કર્યું હોય કે તેને પરિતાપ ઉપજે

એવું કર્મ કર્યું હોય તો સામા માણસથી કર્તાને તેવાજ પ્રકારનો પરિતાપ થાય, તેના અંતઃકરણનાં મર્મ ભેદાય અથવા એવીજ ચિંતારૂપ અગ્નિમાં શેકાય ત્યારેજ જીવનાં તે સર્વ દુષ્ટ કર્મોનુ નિવારણુ થાય છે.

જેણે સામા જીવનુ મનથી અશુભ ચિંતવ્યું હોય તે માનસિક પાપ પણુ તેજ પ્રકારે સામા માણુસથી અશુભ ચિંતવાય કે તે મનનો વેગ વાણીદ્વારા ઉતરી સામા માણુસોથી વાણીનો વેગ શરીરમાં પ્રવેશ કરી કર્તાને દુઃખાનુભવ કરાવે છે.

ઘણે ઠેકાણે લોકો એમ કેહે છે કે, જેનાથી સામાંનો અપકાર થયો હોય તે સામા માણુસથીજ તેનો અપકાર થાય; માટે જે अ નામના માણુસે क ને માર માર્યો હોય, મનથી અશુભ ચિંતવ્યું હોય અથવા વાણીથી ગાળો કે અપશબ્દ સંભળાવ્યા હોય, તો તે क નામનો માણુસજ તે પ્રકારની ક્રિયા જ્યારે अ ના ઉપર કરે ત્યારે તે अનું પાપ નિવારણુ થાય; પણુ તે अને પાછું क ઉપર વૈર બંધાય, તેથી પાછું તે વૈરાનુબંધને લીધે પુનઃ પણુ अને તે કર્મનું ફળ ભોગવવું પડે. વળી પાછું અનુક્રમે क અને अ ની એવીજ પરંપરા ચાલ્યા કરે તો તેમાં અનવસ્થા દોષની પ્રાપ્તિ થાય તેથી તે સિદ્ધાંત પણુ યૌક્તિક પ્રમાણુથી દુષિત ગણુાય છે. માટે એક વાર अ ને એક વાર क એમ જો પરંપરા ગણુવામાં આવે તો સૌ પહેલાં अ એ क ઉપર જે કુત્સિત ક્રિયા કે અપકાર ર્ક્યો, તેનુ કારણુ ખોળવું પડે; ને આ

એક બીજા પર બંધાતા વૈરનો અંત ક્યારે? તે કહેવાનો અવકાશ રહે નહિ. માટે એ ઠેકાણે સુજ્ઞ પુરૂષો આ રીતે પોતાના મનને સમાધાન આપે છેઃ—

સંસારમાં સર્વ પ્રાણી માત્ર પરમાત્માનાંજ અંશાત્મક સ્વરૂપો છે; છતાં તે ભૂલી જઇને પામરો હું ને સામો માણસ બન્ને જણ જૂદા છીએ, આ મારો દુશ્મન છે, અમુક મને નડે છે, અમુકજ મારો વેરી છે, એમ અજ્ઞાનને લઇ સામાને પર માની તેનો અપકાર અથવા તાડનાદિ વિરૂદ્ધ ક્રિયાઓ કરે છે. તો તેનું ફળ તેના કરનારને કોઈ પણ સ્વરૂપે પ્રભુ પોતાની અંતર્યામિત્વ શક્તિના પ્રાબલ્યથી પમાડે છે.

શ્રીસદાશિવ—સુદેહા! એવા પ્રબળ કારણને લઇ તમને પુત્ર પ્રાપ્ત થાય એવો માર્ગ એકે મારા જોવામાં આવતો નથી

સુદેહા—હે ત્રિપુરારિ! આપ જેવા દેવાધિદેવથી પણ જ્યારે મારૂં કાર્ય સિદ્ધ નથી થતું, તો પછી હવે મારે કોના શરણે જવું? હવે મારે શું કરવું? જ્યારે મારા ભાગ્યમાં પુત્ર સુખ નથી, તો હવે મને લોકો અપુત્રા કહ્યાજ કરશે, ને લોકોનાં એવાં વચનો સાંભળી મનમાં નિત્ય બળ્યા કરવું તે કરતાં હવે જીવતાંજ મારે અગ્નિ પ્રકટાવી બળી મરવું એજ વધારે સારૂં છે.

સુદેહાનો આવો અઘટિત કલેશકારક વિચાર સાંભળી "આ બાઈ મારા નિમિત્ત અગ્નિ પ્રવેશ કરશે તો કાંઇક

અંશે મને સ્ત્રીહત્યાનું પાપ લાગશે. કારણ કે બ્રહ્માનું મસ્તક કાપવાથી બ્રહ્મહત્યા પાછળ પડી, જેથી મારે કાશીજીમાં જઇને રહેવું પડયું હતું; તો પછી આ સ્ત્રીહત્યા તેમાં મારા અનન્ય ભક્ત મૃકંડની સ્ત્રીનું શરીર પણ બ્રાહ્મણનું ને તે જો મારા નિમિત્ત મારું નામ સ્મરતિ ક્રોપાવેશમાં અગ્નિ પ્રવેશ કરશે તો ઘણું વિપરીત થશે, માટે હું તેને બોધથી શ્રી ઇશ્વરની બલવાન્ ઇચ્છાનો મહિમા સમજાવું. એમ ધારીને બોલ્યા કે,—

શ્રીસદાશીવ—બેન સુદેહા! મનને શાંત કરી આ મારાં વચનો પર ધ્યાન આપોઃ—

हरो वरो ब्रह्मविवाहिता च,
गृह्णाति वैश्वानर एव हव्यम् ।
तथापि वंध्यागिरिराजकन्या,
बलीयसी केवलमीश्वरेच्छा ॥

ભાવાર્થ:—જે વિવાહમાં મહાદેવજી સરખા સમર્થ વર અને વિવાહનો વિધિ કરનારા બ્રહ્મા અથવા બ્રાહ્મવિવાહવડે પરણનારાં પાર્વતિ જેવાં પવિત્ર કન્યા, અને તે વિવાહમાં હુત દ્રવ્ય ઘી આદિની આહુતિઓ લેનાર પ્રત્યક્ષ અગ્નિ નારાયણ પોતેજ હતા છતાં પણ સર્વ પર્વતોના રાજારૂપ હિમાલયનાં પુત્રી પાર્વતી પણ અપ્રજ–પ્રજા વિનાનાં વાંઝીઆં રહ્યાં. માટે ઇશ્વરની ઇચ્છા બલવાન છે.

स्वयं महेशस्तनयो गणेशः,
सखा कुबेरः श्वसुरो गिरीशः ।

तथापि भिक्षाटनमेव शंभो,
वलीयसी केवलमीश्वरेच्छा ॥

**ભાવાર્થ**:—આપોઆપ સદાશિવ પોતેજ મહેશ્વર છે, ગણપતિ સરખા સિદ્ધિ બુદ્ધિના સ્વામી જેવા સમર્થ પુત્ર છે, કુબેર ભંડારી જેવા સમર્થ ધનપતિ આપો આપ જેમના મિત્ર–ભાઈબંધ છે, ને રત્નના નિપજાવનાર રત્નોના ખજાનારૂપ હિમગિરિ જેવા જેમને સસરો છે; તો પણ મહાદેવજીને નિત્ય ભિક્ષાટન કરવું પડે છે–ભિખ માગવી પડે છે; માટે શ્રીઈશ્વરની ઈચ્છાજ બળવાન્ છે.

જ્યારે કોઈ પણ માણસ કાંઇ મોટું શુભાચરણ કરે છે, જેમકે મોટું તપ કરે, વ્રત કરે, યજ્ઞ કરે કે દાન કરે, તેના ફળમાં ધારેલું ફળ ના મળતાં વિપરીત ફળ મળતાં ચિત્તને વશ થઇ પરિતાપ કરે છે કે આવું શુભ કર્મ કર્યું છતાં વિપરીત ફળ પ્રાપ્ત થયું. એવી શંકા નિવારણ કરવા ઉદાહરણરૂપે કહે છે કે,—

दाता बलिप्रार्थयिता मुरारि—
र्दानं च सप्तार्णव मेखलाभूः ।
तस्या फलं बन्धनमेव जातं,
बलीयसी केवलमीश्वरेच्छा ॥

**ભાવાર્થ**:—બલિરાજા સરખા સમર્થ ત્રિલોકપતિ પોતે યજમાન બની દાન કરનારા, ત્યાં સાક્ષાત્ શ્રીવિષ્ણુભગવાન જેવા પ્રભુ યાચના કરનારા–દાન માગનારા, અને દાન પણ કાંઈ જેવું તેવું હલકું કે તુચ્છ નહિ, પણ સાતસમુદ્રો

જેની કટિમેખલા છે, એવું આખું ભૂમંડળ તે દાનરૂપ હતું, તથાપિ તે દાન કર્યા પછી ફળમાં તે દાન કરનાર બલિરાજાને બંધન પ્રાપ્ત થયું માટે શ્રીપરમેશ્વરની ઇચ્છાજ કોઇ બલવાન છે.

જ્યારે કોઇ સ્ત્રીને માથે કષ્ટ પ્રાપ્ત થાય છે ત્યારે તે માને છે કે મારો પતિ દુર્બલ, અણુસમજુ, નિર્ધન-ગરિબ કે ગુણહિન, મૂર્ખ હોવાથી મને દુઃખ પ્રાપ્ત થાય છે. અથવા મારે સમર્થ બાપ પણ નથી, કે ભાઈ, નથી માટે દુખી થાઉં છું. પુરુષને દુખ પ્રાપ્ત થાય તો કહે છે કે, મારે કોઇ સમર્થની સહાય કે ઓથ નથી માટે હું દુખી થાઉં છું; પણ જો તે હોત તો દુઃખી થાત નાહે. તેના ઉપર કહેવામાં આવે છે કેઃ—

> भर्ता च रामो जनकः पिताच,
> गुरुर्वसिष्ठः सकलार्थ सिद्धः ।
> सुखं न लेभे दिनमेक सिता,
> बलीयसी केवलमीश्वरेच्छा ॥

**ભાવાર્થઃ**—મહામાયા શ્રીસીતાજીને મહા સમર્થ સાક્ષાત્ ઇશ્વરાવતારરૂપ તથા સૂર્યવંશી રઘુકુળચંદ્ર શ્રીરામચંદ્રજી જેવો ભર્તા-સ્વામી, ને જનક વિદેહી જેવા મહા જ્ઞાની જેમના પિતા તથા સર્વે અર્થો જેમણે સિદ્ધ કરેલા છે, એવા મહામુનિ શ્રીવસિષ્ટ જેવા સમર્થ જેમના ગુરુ હતા તોપણ એકે દિવસ સિતાજી સુખ પામ્યાં નથી માટે શ્રીઇશ્વરની ઇચ્છા બળવાન્ છે.

કોઇ ગૃહસ્થને કષ્ટ પ્રાપ્ત થતાં કહે છે કે, સારો જોષ કોઈ જોઇદે તો સુખી થવાય, પણ જોષ જોનાર ન હો-

વાથી દુખી થવાય છે; તો તે વિષે કહેવામાં આવે છે કે:-

ब्रह्मात्मजेनापिविचारितं यत्,
पट्टाभिषकाय वरं मुहूर्तम्।
तेनापि मुहूर्तेन गतो वनांतं,
बलीयसी केवलमिश्वरेच्छा ॥

ભાવાર્થઃ—જ્યારે શ્રીદશરથ રાજાએ પોતાના શરીરમાં વૃદ્ધાવસ્થાનાં ચિન્હો દેખાયાં, ત્યારે પોતાના કુલગુરુ અને બ્રહ્માના પુત્ર વસિષ્ઠ મુનિને રામચંદ્રજીના રાજ્યાભિષેક માટે મુહૂર્ત પૂછ્યું તો તે ત્રિકાળજ્ઞ મુનિએ જે મુહૂર્ત પટ્ટાભિષેક માટે નિધાર્યું હતું તેજ મુહૂર્તમાં પટ્ટાભિષેક ક્યાંય ઉડી ગયો, ને મોટો કલહ ઉત્પન્ન થતાં શ્રીરામચંદ્રજીએ વનમાં પ્રયાણ કર્યું. માટે શ્રીઇશ્વરની ઇચ્છાજ બળવાન્ છે, કે જેમાં કોઇનું પણ ચાલતું નથી.

કોઈ દિવસ જેનો બનાવજ ન બન્યો હોય તથા કોઈ વાત દીઠી કે સાંભળી પણ ન હોય અથવા બુદ્ધિથી વિચારતાં જેનો સંભવ પણ ન જણાય એવી વસ્તુની પ્રીતિ કે વિચાર થાય ત્યારે ભાવીજ વાંકુ સમજવું. એવો અર્થ સૂચવતાં કહે છે કે,—

न भूतपूर्वो न च केन दृष्टो,
हेम्नः कुरंगो न कदापि वार्ता।
तथापि तृष्णा रघुनंदस्य,
बलीयसी केवलमीश्वरेच्छा ॥

ભાવાર્થઃ—સોનાનો હરિણ કોઈ દિવસ થયો નથી તેમ કોઇએ દીઠો નથી ને સોનાના મૃગની કયારે પણ વાત

થઇ નથી, છતાં સોનાના હરિણની તૃષ્ણા શ્રીરામચંદ્રને થઈ; તો પાછળથી વિપરીત પરિણામ આવ્યું ને રાવણથી સીતાનું હરણ થયું; ને શ્રીરામચંદ્રજીને અસાધારણ દૈત્યોની સાથે યુદ્ધરૂપ કલહમાં ઉતરવાનો પ્રસંગ પ્રાપ્ત થાયો.

वह्निविशुद्धामपि जानकी तां,
जह्रौ वनांते किल रामचंद्रः ।
साकिं न शुद्धा स च किं न वेत्ता,
बलीयसी केवलमीश्वरेच्छा ॥

ભાવાર્થઃ—સીતાજી અગ્નિવડે શુદ્ધ થયેલાં છે છતાં અપવાદરૂપ ધોબીનાં દુર્વાક્ય ઉપર આધાર રાખી, સભા સાંભળતાં રામચંદ્રજીએ સીતાજીને ફરી વાર સભાના દેખાતાં "અગ્નિ પ્રવેશ કરી તમે શુદ્ધ છો તે સર્વને બતાવો" એવી આજ્ઞા કરી, તો સીતાને અંતે ભૂમિ પ્રવેશ કરવાનો સમય આવ્યો. જેથી પોતાને પસ્તાવું પડયું; માટે સીતાજીની સર્વ શુદ્ધિ શ્રી રામચંદ્રજી શું નહોતા જાણતા ? છતાં આજ્ઞા કરી ? માટે ઇશ્વરની ઇચ્છા બલવાન્ છે.

भ्रमन् वनांते नवमंजरिषु,
नषट्पदोगंधफलीमजिघ्रत् ।
सा किं न रम्या सचाकिन रन्ता,
बलीयसी केवलमीश्वरेच्छा ॥

ભાવાર્થ—નવ નવી મંજરીઓમાં ફરતો ભમરો ચંપાની કળીને સુંઘતો નથી; તો શું તે સુંદર સુગંધવાળી નથી ? અથવા તે ભમરો સુગંધ લેવા સમર્થ નથી ? પણ શ્રીઇશ્વરની ઇચ્છા બલવાન છે.

સર્વત્ર ત્રિલોકમાં કોઇને કોઇ પણ પ્રકારની ન્યૂનતા જોવામાં આવે છે. માટે બેન સુદેહા! તમે મારી પાસે અંગજ પુત્ર વિના બીજું ગમે તે વરદાન માગો, પણ પુત્ર અપાશે નહિ.

સુદેહા—હે સદાશિવ! આપથી પણ જ્યારે એક પુત્ર નથી આપી શકાતો ત્યારે હું બીજું શું માગું? મારું મન પુત્ર સુખાશાનો ત્યાગ કરી કોઈ પણ અન્ય વસ્તુની સ્પૃહા કરતું નથી. માટે હે દેવ! તમે મને કહ્યું કે શી ઇચ્છા છે? માગો; ત્યારે મેં માગ્યું, છતાં આપથી ના અપાય તો તેમાં આપ પ્રતિજ્ઞાભંગ થયા. માટે આવું જ્યારે મંગાવીને અપાતું નથી, ત્યારે તમે લોક પ્રસિદ્ધ ઇશ્વર શાના? હવે તમે તમારે જ્યાંથી આવ્યા હો ત્યાં જાઓ, હું તો તમારા નામનું સ્મરણ કરતી તમારા ઉદ્દેશે આ મારા દેહનો ઘાત કરીશ. મને પ્રથમ એવી ખબર ન હોતી કે શંકર પણ આવા હશે, મેં તો આપને ભોળા તથા શીઘ્રપ્રસન્ન થાઓ એવા છો; એમ જાણીને આપનું શરણ લીધું હતું. હવે આપને કોઈ પણ અશરણુશરણ નહિ કહે.

સુદેહાનાં આવાં અઘટિત વચનો સાંભળી સદાશિવ જરા ખિન્ન થયા; પણ પછી વિચાર કર્યો કે લાવ્ય ત્યારે હું એનો કર્માશય જોઈ લેઉં. એમ કહી આંખો ઉઘાડી સ્વસ્થ થઇ બોલ્યા કે:—

સદાશિવ—બેન સુદેહા! પુત્ર સુખ તો આપી શકું એમ નથી. પરંતુ હું કોઇ એક પ્રકારે તમારા મનને સાંત્વ-

ન આપું છું.

સુદેહા—ભલે મહારાજ! જે તે રીતે મારું મન સંતોષ પામે એવું થાય તો ઠીક.

શ્રીસદાશિવ—તમારા પતિ મૃકંડ મુનિએ જે તપશ્ચર્યા કરી, તે તો આરંભમાં સકામિતા હતી; પણ પાછળથી તેમાં નિષ્કામિતાનો ઉદય થયો હોવાથી, મુનિતો અત્યારે કેવલ નિઃસ્પૃહ છે. પણ તમે તેમની બાર હજાર વર્ષ સુધી અનન્ય ભાવે સેવા કરી તથા મારું ભજન સ્મરણ કર્યું તેથી બંધાયેલા તમારા નૂતન પુણ્ય સંસ્કારના યોગે બાર હજાર વર્ષના પ્રમાણમાં માત્ર તમને બાર વર્ષના આયુષ્યવાળો હર્ષ અને શોક પમાડનારો પુત્ર થશે જેથી તમે પુત્ર થતાં હર્ષ પામશો, ને પુત્રને છ વર્ષનો થતાં સુધી તમે બન્ને દંપતી અધિક અધિક પ્રસન્ન થશો; પણ છ વર્ષ ઉપરના સાતમા વર્ષના પહેલા દિવસથી તમારા હર્ષની કળા ક્ષીણ થઈ શોકની વૃદ્ધિ થતાં દારુણ ચિંતામાં રીબાશો. પુત્ર થતાં તે એકથી છ વર્ષનો થતાં સુધી હર્ષ પામશો; ને સાતમા વર્ષના પહેલા દિવસથી બારમું વર્ષ પુરું થયે તેનું અવસાન થતાં તમારા કષ્ટનો પાર રહેશે નહિ. હું શું કરું ? પૂર્વના તમારા પોતાના કરેલા પાપના અંશો એટલું તો પાપનું પ્રાબલ્ય જણાવશે કે તમે પુત્રનો વિયોગ પામશો.

મૃકંડ મુનિ—કૃપાધન શંભો ? એવું વરદાન આપો છો એ કરતાં ના આપવું એજ ઘણું સારુ છે, હે ત્રિપુરારિ! આ લોકમાં એવો નિયમ છે કે જે માણસ પાસે જે વસ્તુ

ન હોય તેનું દુઃખ થતું નથી પણ પ્રાપ્ત થયા પછી તેનો વિયોગ થાય, તેજ અસહ્ય પીડા ઉપજાવે છે.

સુદેહા—પ્રિય સ્વામી ! મને જે મહેશ્વર શ્રી કહે છે તે મારું કાર્ય આપ સિદ્ધ થવા દેશો; આપનું પણ કથન તો યથાર્થ છે, પણ અત્યારે તો મને મારા હૃદયમાં પ્રકટ થયેલી પ્રબળ પુત્રાસક્તિ જાણે મારાં શરીરનાં સર્વ અંગોનો દાહ કરતી હોય તેવી વ્યથા હું પામું છું માટે હે મારા મુકુટ-મણિ ! અત્યારે તો મારા મનનો વેગ નહિ દબાવતાં મારું કાર્ય સિદ્ધ થવા દેશો. હે સુજ્ઞ પતિ ! મે તો જે કારુણ્ય ઋષિનાં પત્ની સુમંગલાનાં વચન સાંભળી મહિલા મંડળમાં હું જે અપમાન પામીને આવી છું તે પ્રસંગ બન્યાં તો ઘણો સમય વિત્યો તથાપિ મારું કુટિલમન તેનો ચિતાર મને આ ક્ષણમાં જેવો બન્યો હતો તેવો જ આંખ આગળ આબેહુબ બતાવે છે. જેને જોતાં મારા શ્વાસોશ્વાસ અતિ ઉષ્ણ થઇ હૃદયના સ્થાનને જેમ કરવતના દાંતા છેદ કે ભેદ કાષ્ટને વિદારે તેમ ભેદે છે. એની પીડા અકથ્ય છે.

મૃકંડ—રાજપુત્રી ! જે ભાવી છે તે મિથ્યા થતું નથી આ સાક્ષાત્ મહેશ્વર છે. પાછળથી ઇષ્ટ વસ્તુનો વિયોગ થતાં વધારે દુઃખી થશો, માટે જવા દો, ને ઇશ્વર પરાયણ થાઓ. શામાટે મારા પણ ભજનમાં અંતરાયરૂપ થાઓ છો? એમાં શુભ ફળ નહિ પામો.

સુદેહા—હે દેવ ! એ સાચું પણ આપ કાંઇ પણ ક્ષોભ નહિ પામતાં હું આપની અર્ધાંગના છું: માટે મને આપ

પ્રસન્ન થઇ મારું ઇષ્ટ થવા દેવા મહેશ્વરની પ્રાર્થના કરશો.

મૃકંડ—( મહેશ્વર પ્રતિ ) દેવાધીદેવ ! ભલે ત્યારે આપને યોગ્ય લાગે તેવું તેમને પુત્ર પ્રાપ્તિનું વરદાન આપો.

શ્રીસદાશિવ—સુદેહા ! તમે મારા ઉદ્દેશે તપ કરનાર દ્વિજશ્રેષ્ટ મૃકંડમુનિની જે સેવા કરી છે તથા તે સેવા કરતાં મારું સ્મરણ ધ્યાન કરતાં જે તપસ્વીઓના ધર્મ નિયમ તથા વ્રતોપવાસ આદિ કાયાકષ્ટ સહન કરી ઇંદ્રિયો ને મનના વેગને રોકી બાર સહસ્ત્ર વર્ષ સુધી તપશ્ચર્યા કરી, તેના પુન્યથી તમે પૂર્વ જન્મમાં કરેલી રાજહત્યા, બાળહત્યા તથા પુત્ર હત્યાનું પાપ નિવારણ થતાં માત્ર બાર દિવસનું પુન્ય વધે છે, તે પુન્યના ફળવડે તમને એક સપુત્રા કહેવરાવવા માટે જ હર્ષ શોક આપનાર બાર વર્ષના આયુષ્યવાળો પુત્ર થશે. માટે તેથી મનને સમાધાનમાં રાખી તેમાં વિશેષ આસક્તિ બાંધશો નહિ. નિત્યે તેને પરાયો માની તેનું યોગ્ય રીતે પાલન પોષણ કરતાં તમારું ઇષ્ટ કર્તવ્ય કરતાં રહેજો; ને આ વાતને કદાપિ સંસારના મોહમાં ફસાઇ વિસ્મરણમાં મૂકશો નહિ.

તે પછી મહેશ્વરશ્રીએ તેમને તે સ્થાનમાં એક અમૃતકૂપિકા બનાવીને કહ્યું કે હે મુનીંદ્ર મૃકંડ ! તમે અને સુદેહા બન્ને આ કૂપિકામાં સ્નાન કરો એટલે તમારા શરીરમાં જે તપઃક્લેશથી કૃષતા, શુષ્કતા અને નિર્બળતા પ્રાપ્ત થયાં છે તે મટી તમારા સર્વાંગ શરીરના અવયવો રસપૂર્ણ તથા પુષ્ટ ને દિવ્યશકિતવાળા થશે. તથા તમારાં શરીરો મહાકાંતિમાન્ ભોગભોગવવાની યોગ્યતાવાળાં ને સુગંધિમાન

નવયૌવનસંપન્ન થઇ જશે. તેથી તમે પ્રસન્ન ચિત્તથી આ સુદેહાની અભિલાષાથી તેને ઋતુદાન આપશો, તેજ તમને સુપુત્ર થવાનો હેતુ થશે. એમ કહી મહેશ્વરશ્રી મહાદેવી પાર્વતી સાથે કૈલાસમાં સીધાવ્યા.

તે પછી જેમની ઇંદ્રિયો સશક્ત ને પ્રફુલિત થવાથી સર્વ વાતે તે બન્ને દંપતીયુગ્મ ગાર્હસ્થ્ય સુખ ભોગવવાની યોગ્યતાવાળાં થતાં તે, સુદેહાને ઋતુકાલની સોળમી રાત્રી પ્રાપ્ત થઇ. ને તે બન્ને દંપતીને પરસ્પર કામાભિલાષા પ્રકટી, જેથી તે સદ્ગુણી અને પુત્રસુખની તીવ્રાશામાં બંધાયેલાં સુદેહાએ મધુર ને સાત્વિક પદાર્થોનુ ભોજન કર્યું; ને રાત્રિના સમયમાં શ્વેત વસ્ત્ર ધારણ કરી તથા ચંદન, પુષ્પ ને તાંબુલ સહિત પોતાના સ્વામી પાસે જઇ પોતાની અભિલાષા પૂર્ણ કરવા વિજ્ઞાપના કરી. સુજ્ઞ મુનિએ તેમનો મનોભાવ જાણી, તે દિવસના ગુરુપુષ્ય યોગમાં પોતે સ્વસ્થ થઇને વેદ-મંત્રના ઉચ્ચાર પૂર્વક નાભિદેશાભિમર્ષણ, અભિગમન, અને હૃદયાભિલંભન, એ ગર્ભાધાનમાં કરાતી ક્રિયાઓ અતિ પ્રેમ-પૂર્વક કરી. જેથી પ્રથમ જેમ વારંવાર નિષ્ફળ થતાં તેમ તે દિવસે ન થતાં શ્રીમહેશ્વરની કૃપાને લઇ બન્ને દંપતીના હૃદયમાં આનંદનો આવિર્ભાવ થયો; સુદેહાના શરીરમાં વામ-નેત્ર, વામભુજા ને વામ ઉરુ સ્ફુરવા લાગ્યાં. હૃદયના અનવધી આનંદને લીધે સુદેહાના મનમાં એવો નિશ્ચય થયો કે આજે મને મારા પ્રિયતમે સફલ મનોરથવાળી કરી. તે પછી ક્રમે માસ જતાં ઉદર વૃદ્ધિ પણ જણાવા લાગી સુદેહાને દોહદ

સમય પ્રાપ્ત થતાં તેમના ઉદરમાં રહેલા ગર્ભને અવય-વોની પૂર્ણતા પ્રાપ્ત થાય ને ફરી ન્યૂનતા ન રહે એટલા માટે મુનિવર્યે મૃકંડે પોતાની પત્નીની સર્વ ખાન, પાન, પરિધાન, આચ્છાદનના સર્વ પદાર્થોથી અભિલાષાઓ પૂર્ણ કરી. પછી પૂરા દશમાસ વીતતાં એક સારા શુભ દિવસે શુભ ગ્રહો ઉચ્ચના થઈ અતિ લાભકારી સુખપ્રદ સ્થાનમાં આવતાં મધ્યાન્હના અભિજિત મુહુર્તમાં તે સુદેહાએ મહા-દેવજીના તેજના અંશરૂપ ભવ્યસ્વરૂપ તથા જાણે બીજી એક નાની શંકરનીજ પ્રતિમા હોય તેવા તેજસ્વી પુત્રને જન્મ આપ્યો. પુત્રજન્મ સાંભળી બીચારા હર્ષોદધિમાં મગ્ન થયેલા મુનિએ કેટલાંક દાન–પુન્ય–કરી તુરત તે પોતાનાજ આત્મારૂપ જાતશિશુને (જન્મેલા બાળકને) જાતસંસ્કા-રનો વિધિ કર્યો. તે દિવસે બીજાં મુનિકુટુંબમાં પણ અપુત્ર સુદેહા હતાં તેમને શ્રીમહેશ્વરે પુત્ર આપ્યો, એમ જાણી કેટલાંક મૃકંડનાં હિતચિંતક ઋષિ અને ઋષિપત્નીઓ ત્યાં આવ્યાં. પુત્રનું મુખ જોઈ સર્વએ ઘણા સારા આશી-ર્વાદો દીધા. પુત્રજન્મ થવાથી માંકડેયને તો આનંદનો પાર રહ્યો નહિ; પણ પોતાના ગંભીર હૃદયમાં પોતાનો સંયમ જાગ્રત હોવાથી તેમનો હર્ષ તો નિયમમાં રહ્યો; પણ સુદેહાને તો એમ થયું કે ઓલી કારુણ્ય ઋષિની સ્ત્રી સુમંગલાનું હું ક્યારે સાટું વાળું, કે મારો પુત્ર મોટો થાય તેને પરણાવી મારી સ્નૂષા (પુત્રની વહુ) ને લઈ તેજ કામેશ્વર મહાદેવના દેવલમાં જઇ મહિલાસમાજ ભરી હું પણ તે સુમંગલાને

કઠિણ શબ્દો સંભળાવી તેનું સ્ત્રીમંડળમાં અપમાન કરું. તેથી તેના અપક્વ હૃદયમાંથી તો હર્ષનો પાર ન રહેતાં જેમ કુપાત્ર કે ક્ષુદ્ર માણસને ધન પ્રાપ્ત થતાં જે સ્થિતિ થાય તેવી સ્થિતિ સુદેહાના મનની થઈ. જેથી શ્રીમહેશ્વરના વચનની તેમને વિસ્મૃતિ થઇ. તેથી વ્યવહારમાં નિરંતર વર્તવાનો વિનય પણ ન્યૂન દેખાવા લાગ્યો. પુત્રમાં મમતા બંધાવા લાગી ને પોતાના મનમાં એમ આવ્યું કે હું પણ પુત્રની માતા થઇ ? સુદેહા રાજ પુત્રી હતાં માટે તેમના રાજસી હૃદયનો એવો પરિણામ હોય એમાં પણ કાંઈ આશ્ચર્ય જેવું નથી તો પણ મહાનુભાવ મૃકંડ સમયે સમયે તેમના આંતર્ દોષ જોવામાં આવતાં તેમને સુબોધ આપતા કે દેવિ ! તમારા હૃદયમાં લેશ પણ મલિનતાનો પ્રવેશ ન થવા દેશો ને ગર્વ કે અભિમાનના પૂરમાં ના તણાશો. આ જગત્ સર્વ કાલાધીન છે. ને જે કાંઈ ઉત્તમ લાભ પામ્યાં છો તેથી શ્રીમહેશ્વરનુંજ સ્મરણ ધ્યાન કરો.

હવે મૃકંડમુનિને ત્યાં દ્વિજકુમારરૂપે સુદેહાના ઉદરથી અવતાર ધારણ કરનાર જીવ, પૂર્વનો એક મોટો પુન્યવાન્ આત્મા હતો, જેથી તેના શરીરની કાંતિ, અવયવો ને સ્વરૂપ પણ ભવ્ય હતાં. તે બાલકનું પૂર્ણ ચંદ્રબીંબ સમાન વદનકમળ હતું. કપાળનો ભાગ પહોળો, વિશાળ તથા ખાડા વિનાનો ઉપસેલો હતો. ગાલ પુષ્ટ તથા હાસ્ય થતાં માંહી ખાડ પડી જતા દેખાતા હતા. નાસિકા દીર્ઘ ઊંચી ને અણીદાર હતી. સમસ્ત અંગ ગૌર હતું. નેત્રો વિશાળ ને અણીદાર હતાં.

મુખનો ભાગ ઘણો સુશોભિત ને તેમનું સ્મિત સુંદર કામિનીઓને સ્પૃહા ઉપજાવનાર હતું. બન્ને કાન પણ સુ- શોભિત ને મોટા હતા કંઠનો ભાગ શંખ સમાન ને જરા ઉંચો હતો. વક્ષસ્થળ વિશાળ હતું. હૃદય ગંભિર હતું. ઉદર સુંદર અને ત્રણ વળીયાંવાળું હતું. બન્ને હાથ લાંબા ઢીચણ સુધી પહોંચે એવા આજાનુબાહુ હતા. નાભીથી પગ- નો ભાગ પણ મોટા યોગીશ્વરને હોય તેવો હતો. એ સ્વરૂપ- નું વર્ણન કરતાં કાંઇ નહીં કહેતાં એટલુંજ કે તેઓ બીજી શ્રીસદાશિવનીજ પ્રતિમા હતી. પૂરેપૂરા વિશાળ ભાગ્યવાળા ના જેવીજ શરીર શોભા હતી. જેને જોઈ તે બાળકનાં માતાપિતા દિન પ્રતિદિન અવનવો આનંદ અનુભવવા લાગ્યાં. તે પછી તે મુનિવર્યે તે બાળકને નામકર્મસંસ્કાર કર્યો. તેમાં જેમ દશરથના પુત્ર દાશરથી, વસુદેવના પુત્ર વાસુદેવ તેમ પિતાના નામને પ્રથમાક્ષરની વ્યાકરણના નિયમે વૃદ્ધિ કરી, મૃકંડના પુત્ર માટે માર્કંડેય એવું નામાભિધાન કર્યું. પશ્ચાત્ ક્રમે નિષ્ક્રમણ, અન્નપ્રાશન, કર્ણવેધ, ચૌલ અને વિદ્યારંભ આદિ સર્વ ક્રિયાઓ શાસ્ત્રોકત રીતે કરી, ત્યારે તે મૃકંડબાલ માર્કંડેયને પૂરા પાંચ વર્ષનું વય થયું. બાળ- ક ઘણો આનંદી, સુંદર અને શ્રીમહેશ્વરના પ્રસાદરૂપ હો- વાથી જોનારના નેત્રને બહુ પ્રિય લાગે એવો હતો. તે પ્રતિદિન માતાપિતાના જીવનનો આધાર રૂપ થઈ પડયા હતો. એક ક્ષણવાર પણ તે બાળક પોતાની શરીરનિર્વા- હની ક્રિયા પ્રસંગે કે બાળકોની સાથે રમવાના પ્રસંગે જુદો

પડી જતો તો તેવો અલ્પ વિયોગ પણ મૃકંડ અને સુદેહા સહન કરી શકતાં નહિ. તે બાળકનામાં શાંતસ્વભાવ, ગંભીરતા, વિનય વિવેક, મધુરવાણી ને ધૈર્યતાના ગુણોનું પ્રત્યક્ષ ભાન તેના જોનારને થતું હતું, તેને એકજ વાર જોતાં જોનારના ચિત્તનું તેના તરફ આકર્ષણ થતું હતું. તેથી સર્વ ઋષિકુળનાં બાળકોમાં માર્કંડેય સર્વને હૃદયંગમ ( મનોહર ) થઈ પડયો હતો. ઘણી ઋષિ પત્નીઓનો તેનાપર નૈસર્ગિક પ્રેમ પ્રવાહ તે બાળક ભણી વહ્યા કરતો હતો. ઘણા મુનિઓ અને મુનિ પત્નીઓ એમજ માનતાં કે એ સાક્ષાત્ મહાદેવના અવતારરૂપજ હોવાથી આપણાં અનિષ્ટ દુર કરનાર એ મોટો દેવ છે. એના પ્રાતઃકાળના દર્શનથી આપણા સમસ્ત દિવસો આનંદમાં વ્યતીત થાય છે. તે માર્કંડેયપર તેનાં માતા પિતાનો પણ અનવધિ પ્રેમ છવાઇ રહેલો હતો. બુદ્ધિ પણ ઘણી તીવ્ર ને ગ્રહણ ધારણ શક્તિમાં તે પ્રશંસનીય ગણાતો હતો. તેનો પિતા પ્રતિદિન તેને પોતાના ઉત્સંગમાં (ખોળામાં) બેસારી જે જે શાસ્ત્રવચનો શ્લોકો કે શિક્ષા વાકયો સંભળાવતા-બોલાવતા તેનું એકજવાર શ્રવણ થતાં તેનો ભાવ સમજી સાંભળેલાં વાકયો તથા લાંબા વૃતના શ્લોકો તુરતજ અસ્ખલિત ઉચ્ચાર કરી બતાવતો હતો. એવી તીવ્ર તેની બુદ્ધિ શક્તિ હતી. તેની સ્પર્ધામાં મૂકવા યોગ્ય તે સમયમાં બીજો કોઇ પણ મુનિકુમાર દ્રષ્ટિએ પડતો નહિ. માર્કંડેય કોઇના પણ ઉપદેશ વિના કે શિખવ્યાવિના પ્રતિદિન પ્રાતઃકાળમાં ઉઠી હસતા મુખે માતા પિતાના ચરણમાં

પોતાનું મસ્તક ધરી અભિવંદન કરતો હતો, જેથી તેનાં માતા પિતાનો હર્ષ પ્રતિદિન વૃદ્ધિ પામતો હતો. કારુણ્ય ઋષિનાં પત્ની સુમંગલાનું અપમાન કરવાનો જે વિચાર માર્કંડેયનાં માતા સુદેહાનો હતો તે પ્રતિદિન મૃકંડના ઉપદેશથી નાશ પામ્યો હતો. તે ઘણા દિવસના સહવાસથી જેમ મીઠા જળવાળી નદિઓ સમુદ્રનો સંગમ પામી ક્ષારોદકા બની સમુદ્ર સાથે ઐકયતા પામી રહે છે, તેમ સુદેહા પણ પતિના સમાગમથી પોતાના હૃદયના સમસ્ત રાજસ્ સ્વભાવનો ત્યાગ કરી મુનિવર્ય મૃકંડના ગુણની પ્રતિકૃતિ થઈ રહ્યાં હતાં તેથી તેમનું હૃદય પણ શનૈઃ શનૈઃ શાંતિનો અનુભવ કરવા લાગ્યું હતું.

એવામાં અકસ્માત્ કોઈ આર્ષજ્ઞાન (વેદ સંબંધી જ્ઞાન) ની શંકાની પ્રચ્છા કરવા માટે તે મહર્ષિ મૃકંડના પરમમિત્ર મુનિ બકદાલભ્ય ત્યાં આવ્યા, તેમને જોઇને મુનિ મૃકંડને તો પોતાના પરમ આપ્ત અને પ્રિય દર્શન સુહૃદને જોતાં હૃદયમાંથી એક સામટા ઉદ્ભવેલા સ્નેહ અને હર્ષના વેગે તેમના શરીરને ઉભુ કરી તે બકદાલભ્ય ઋષિ ભણી ખેંચ્યું. ત્યાં મૃકંડે સામા જઈ મુનિ બકદાલભ્યના ચરણ સરોરજમાં પોતાનું શિરસ્ સ્થાપન કરી, અભિવંદન કર્યું. તે જોઈ જેમની આંખોમાંથી પ્રેમાશ્રુનું જળ વહેવા લાગ્યું છે એવા બકદાલભ્ય ઋષિએ તેમને બે હાથે ઉભા કરી, તેમના હૃદયનું આલિંગન લઈ પોતાના આત્માની ઐકયતા પમાડી. ત્યારે આ બન્નેનાં સ્થૂલો અંતરાય રૂપ જણાવા લાગ્યાં, પણ

આત્માની એકતાથી ક્ષણુવાર બન્નેજણે પરસ્પર બ્રહ્માનુભવ કર્યો. તે પછી તે બકદાલભ્ય ઋષિએ મૃકંડને પૂછ્યું કે હે તપસ્વી! હમણાં તમે મોટા તપથી નિવૃત્ત થયા ને મહેશ્વરે પોતાના પ્રસાદમાં તમને એક પુત્ર રત્ન આપ્યું છે, એમ મેં સાંભળ્યું છે; માટે તમારું તે રત્ન મને બતાવો. ત્યારે મૃકંડ બોલ્યા કે મુનિરાજ! હજું તે બાલક હોવાથી ઘણો રમતીઆળ થઇ ગયો છે! માટે આસપાસનાં બીજાં સૌ ઋષિ બાળોની સાથે રમવા ગયો હશે, માટે હમણાં આવશે. એવામાં તે મુનિબાળ પણ ત્યાં આવ્યો. ને મારે ઘેર કોઇ પરોણા આવ્યા છે એમ જાણીને તે પણ તુરત દોડીને તે પરોણારૂપે આવેલ બકદાલભ્ય ઋષિની પાસે આવ્યો; ને તેમના ચરણમાં માથું નમાવી દંડવત્ પ્રણામ કર્યો. તે જોઇ તે વિનય યુક્ત બાળકને તે બકદાલભ્યે પણ "दीर्घायुष्मान् भव सौम्य ॥" (હે સુંદર દેખાવવાળા બાળ! તું દીર્ઘાયુષી થા.) આવો આશિર્વાદ દીધો. તે સાંભળી તેના સમીપમાં બેઠેલા મૃકંડને શ્રીસદાશિવના વચનનું સ્મરણ આવવાથી આ ભવ્યસ્વરૂપ બાળ અને વિનયવાન્ તથા જોનારના મનમાં પ્રીતિ ઉપજાવનાર સુંદર ચ્હેરાવાળા પોતાના કુમારને અલ્પાયુષી ને ભવિષ્યમાં થનાર વિયોગ જાણી નેત્રમાંથી અશ્રુપ્રવાહ ચાલવા લાગ્યો; એટલુંજ નહિ પણ સ્નેહના અનુબંધને લઈ તેનું મરણ મને અતિ દુઃસહ થશે, તે જાણી ગદ્ ગદ્ કંઠવાળા થયા, હૃદય ભરાઇ આવ્યું, તો પણ પોતાના મનનો વેગ અતિશય દબાવી તે પોતે બકદા-

ભ્ય પાસે વાત કરવા લાગ્યા. કે હે મારા પ્રિય સુહૃદ! તમારો મિત્ર દારુણ કષ્ટથી વીંટાએલો છે, તેને માથે જ્યારે દૈવ દારુણ કષ્ટનો ગિરી નાખશે ત્યારે તે શું જીવિત ધારણ કરશે? ને આ રાજબાલા સુદેહા શું મૃત્યુ લોકમાં એક ક્ષણ શ્વાસ લઈ શકશે? હે બકદાલભ્ય મુનિ! આ સુંદર બાલ એજ અમારા આયુષ્યનો અવધિ છે. એટલુંજ માત્ર બોલી, બોલતાં અટકી ગયા, એટલામાં તે માર્કંડેયની માતા સુદેહાએ આવી પોતાના સ્વામીને અને પરોણારૂપે આવેલા બકદાલભ્યને પ્રણામ કરીને કહ્યું કે ભોજનનો સમય થયો છે માટે જમવા પધારો. તે પછી તે બાઈએ સ્નાન પાત્રમાં બન્નેને જળ આપ્યું તેથી નાહી બન્ને માધ્યાહ્નિક કર્મમાં તે મૃકંડ ને બકદાલભ્ય પ્રવૃત્ત થયા, તે પરવારી ભોજનાસને (જમવા બેસવાના પાટલે) બેઠા. ત્યારે સુદેહાએ પિતા પુત્રને સારુ તથા પરોણા સારુ થાળીઓ પીરસી. પછી તે ત્રણે જણાએ સ્વસ્થતાથી જમીને મુખવાસ લીધો. ત્યારે તે મુનિ કુમાર માર્કંડેય પણ જઈને પોતાને ઘેર આવેલા પરોણાની પાસે બેઠા. તેનો પિતા પણ પાસેજ બેઠા છે એવામાં સામુદ્રિકવિદ્યામાં પ્રવિણ બકદાલભ્ય ઋષિએ પોતાના મનમાં વિચાર્યું કે હમણાં મારા મિત્ર મૃકંડની આંખમાં પુત્રસ્નેહાતિશય્યને લીધે આંખમાંથી આંસુ પડ્યાં હતાં. ગદ્ ગદ્ કંઠ થયા હતા. માટે તેમનું હૃદય પુત્ર મરણના ભયને લીધે અખંડ બળ્યા કરતું હશે, માટે તેમને કોઈ પુરુષપ્રયત્ન જેવા સારા ઉપાયમાં જોડું. જેથી તે સફળ

થતાં નિશ્ચિંત થઈ સુખી થાય. પરસ્પર મિત્રતાનો ધર્મ બજાવી પોતાના મિત્રનું કષ્ટ કાપવું એજ સન્મિત્રનો ધર્મ છે. મિત્રધર્મનું વર્ણન કરતાં એક વિદ્વાને કહ્યું છે કે:—

करावित्र शरीरस्य नेत्रयोरिव पक्ष्मणी ।
अविचार्य प्रियं कुर्यात्तन्मित्रं मित्रमुच्यते ॥

ભાવાર્થ:—જેમ શરીરનું સંરક્ષણ કરવામાં ડાબો ને જમણો હાથ વિના કહ્યે પણ તત્પર થઈ રહે છે, અર્થાત્ કોઈ માર મારવા આવતાં કે શરીરપર કાંઈ વાગે એવું પડવા આવતાં બે હાથ આડા ફરી વળી શરીરને વાગવા દેતા નથી. આંખોમાં કાંઈ રજોટી કે તરખલાં પડવા આવતાં નેત્રનાં બન્ને પોપચાં તુરત મીચાઇ જઇ તેને આંખમાં પડવા ના દેતાં વિના ભલામણ કર્યે પણ આંખોનું રક્ષણ કરવામાં નિરંતર તત્પર રહે છે. તેમ સન્મિત્રોએ પોતાના મિત્રનું તેના કહ્યા વિના હિત કરવું, એજ સન્મિત્ર કહેવાય છે. એવા સન્મિત્રનેજ સુહૃદ કહેવાય છે. એમાં પ્રથમ સ્નેહ શબ્દનો અર્થ કહેવામાં આવે છે કે:—

दर्शने स्पर्शने वापि श्रवणे भाषणेऽपिवा ।
यत्र द्रवत्यन्तरंगंस स्नेह इति कथ्यते ॥

ભાવાર્થ:—જેનું દર્શન થતાં સ્પર્શ થતાં જેની વાણી સાંભળવામાં આવતાં જેની સાથે સંભાષણ થતાં હૃદય દ્રવિત થાય, હૃદય ગળે તેનું નામ સ્નેહ કહેવાય છે.

એવો સ્નેહ જેના હૃદયમાં અખંડ રહેતો હોય તેને સુહૃદ કહેવામાં આવે છે.

शुचित्वं त्यागिताशौर्यं सामान्यं सुखदुःखयोः ।
दाक्षिण्यं चानुरक्तिश्च सत्यता च सुहृद्‌गुणाः ॥

ભાવાર્થઃ—નિર્મલહૃદય, દાનશીલ સ્વભાવ, એટલે મિત્ર પરત્વે ઉદારતા, શૌર્ય, સુખ દુઃખના સમયમાં પોતાના મિત્રપર સમાનભાવ, સરલ સ્વભાવ, મિત્ર ઉપર પ્રીતિ, સત્ય, સ્નેહ અને નિષ્કપટભાવ એટલા સન્મિત્ર અથવા સુહૃદના ગુણો કહેવાય છે.

એવા સુહૃદનું દર્શન તે માણસને અમૃત તુલ્ય હિતકર થાય છે—

व्याधितस्यार्थहीनस्य देशांतरगतस्य च ।
नरस्य शोक दग्धस्य सुहृद्दर्शनमौषधम् ॥

ભાવાર્થઃ—રેગીને, નિર્ધનને, દેશાંતર પ્રવાસે ગયેલાને, અને વ્યવહારની ચિંતારૂપ અગ્નિથી બળેલાને ઉપર જણાવેલા સ્નેહવાળા સુહૃદનું દર્શન તેજ અમૃત જેવા ઔષધરૂપ છે.

नमातरि न दारेषु न सौदर्ये न चात्मनि ।
विश्वासःस्तादृशःपुंसां यादृङ्मित्रे स्वभावजे ॥

ભાવાર્થઃ—ઘણે ભાગે માણસોને જેવો વિશ્વાસ માનો, સ્ત્રીનો, કે પોતાના ભાઇનો નથી હોતો; તેવો વિશ્વાસ સ્વાભાવિક મિત્રનો હોય છે.

વળી કેટલેક ઠેકાણે પરસ્પર મૈત્રીભાવનું વર્ણન કરતાં દૂધ અને પાણીના સ્નેહનું ઉંચા પ્રકારનું ઉદાહરણ આપે છે.

क्षीरेणात्मगतोदकाय हि गुणा दत्ता पुरा तेऽखिलाः,
क्षीरे तापमवेक्ष्य तेन पयसा ह्यात्मा कृशानौ हुतः ।
गन्तुं पावकमुन्मनस्तदभवद्दृष्ट्वा तु मित्रापदं,
युक्तं तेन जलेन शाम्यति सतां मैत्री पुनस्त्वीदृशी ॥

ભાવાર્થ:—દૂધને પાણીની મૈત્રી એવી છે કે દૂધને પાણી મળતાંજ દૂધ પોતાનામાં રહેલા સર્વ ગુણો જેવા કે શુભ્રતા અથવા માધુર્ય આદિ ગુણો તો જળને અર્પણજ કરી દે છે, જેથી દૂધને ઉકળવા મૂકતાં જ્યાં દૂધને તાપ લાગે છે કે તુરત પાણી પોતે બળવા લાગે છે, તે પાણીનું દુઃખ જોતાંજ પોતે દૂધ પાછું પાણીના પહેલુંજ પોતાનો આત્મભોગ આપી પાણીને બચાવવા માટે ઉભરાઇ જઇને અગ્નિમાં પડવા તૈયારી કરે છે, તે પાછું ઉભરાઇ જતું દૂધ પણ તેમાં પાણી છાંટવાથી દૂધનો ઉભરો શમી જાય છે. તેજ પ્રમાણે સજજનોની મૈત્રી હોય છે.

મિત્રોમાં પણ બધા મિત્રો એક સરખા હોતા નથી. કપટ મિત્ર, લંપટ મિત્ર, સ્વાર્થી મિત્ર, અને તાલીમિત્ર, એ દુષ્ટ મિત્રોનું લક્ષણ છે માટે તેવાઓથી સજજનોએ વધારેમાં વધારે દૂર રહેવું જોઇએ. કપટ મિત્રો પોતે કોઇની પાસે કાંઇ વસ્તુ હોય તે પડાવી લેવા સ્નેહ બાંધી કપટની જાળ ફેલાવી પોતાના મિત્રને ફસાવી તેની પાસેથી ઇચ્છિત વસ્તુ પડાવી લે છે, તે પછી મિત્રતાનો અંત આવે છે; તે કપટ મિત્ર કહેવાય છે. લંપટ મિત્ર મિત્રના કુટુંબમાં કોઇ પોતાના શિકારરૂપ વ્યભિચારી સ્ત્રી હોય છે તેની સાથે

પોતાની દુષ્ટતા વાપરી પોતાનું ઇચ્છિત સાધવા મિત્રપણું રાખે છે; માટે તેવા દુષ્ટોને તો ઝટ ઓળખી દૂર કરવા જોઈએ. સ્વાર્થી મિત્રો મિત્ર પાસેથી કોઈ પણ પોતાનો અર્થ સિદ્ધ કરવાનો હોય ત્યાં સુધી મૈત્રી રાખે, ને કાર્ય સિદ્ધ થયે મૈત્રી પૂરી થાય છે; તેવાઓની સાથે પણ મૈત્રી કરવી નહિ, ને તાળી મિત્ર પણ તેવા સ્વાર્થીજ હોય છે; તે પોતાના મિત્ર તરફથી પોતાનો સ્વાર્થ સિદ્ધ થતાં રાજી થઇ, મિત્રના ઉપકારના બદલામાં માત્ર તાલી દઈ અલગ થાય છે; પણ તે ઉપકારનો બદલો વાળી શકતો નથી; તે તાલી મિત્ર કહેવાય છે.

મિત્ર અને શત્રુ ત્રણ ત્રણ પ્રકારના હોય છે. માટે તેમાં ખરી પરીક્ષા કરી સન્મિત્રની સાથે શુદ્ધ ને નિષ્કપટ ભાવે સ્નેહ રાખવો. એક તો જેનો શુદ્ધ સ્નેહ પોતાના ઉપર હોય તે પોતાનો મિત્ર જાણવો. બીજો પોતાના મિત્રનો મિત્ર હોય તેને પણ મિત્ર તુલ્ય જાણવો, ને ત્રીજો પોતાના શત્રુનો શત્રુ હોય તેને પણ મિત્ર જાણવો. એ ત્રણ મિત્ર ગણાય છે તથા એક તો જે પોતાના ઉપર કોઈ પણ કારણને લઈ વૈમનસ્ય ભાવ રાખે તે પોતાનો શત્રુ ગણાય છે; બીજો પોતાના શત્રુનો મિત્ર તે પણ શત્રુ ગણાય છે. ત્રીજો પોતાના મિત્રનો જે શત્રુ તે પણ શત્રુ ગણાય છે. માટે એ નિયમને અનુસરી વ્યવહારમાં સુખી થવા માટે બતાવેલા મિત્રો સાથે મળીને ચાલવું, શત્રુઓથી અલગ રહેવું, એજ સુજ્ઞને ઉચિત છે. વિના ઉપકાર કર્યે પણ પોતાને સુહૃદા

ભાવ દર્શાવી, નિર્મલ ચિત્તથી મિત્રના ઉપર પ્રતિ બદલાની ઈચ્છાવિના જે ઉપકાર કરે તે ઉત્તમ મિત્ર જાણવો, ઉપકાર કરે તેના ઉપર જે ઉપકાર કરે ને અપકાર ઉપર જે અપ-કાર કરે તે મધ્યમ મિત્ર જાણવો, ને ઉપકાર ઉપર જે અપ-કાર કરે તે અધમ મિત્ર જાણી તેના સંગનો સજ્જને ત્યાગ કરવો. તેમાં પણ ખરું મિત્રતાનું લક્ષણ શું છે કે ? પોતાના મિત્રને સ્વધર્મમાં જોડી સદા તેનું ભલું ચહાય તથા તેને સન્માર્ગમાં જોડે–આપત્કાળમાં તન મન ને ધનથી સહાય્ય આપે તે પણ સન્મીત્ર જાણવો. અત્યારે હું મારા પરમમિત્ર અને દીર્ઘ તપસ્વી મૃકંડને ઘેર આવ્યો છું, માટે મારે મારો સુહૃદ્ધર્મ સાચવો; મારા મિત્રને ઉપદેશથી તેનું દુઃખ મટાડવું. ને જે તેનો પુત્ર અલ્પાયુષી છે તેના આયુષ્યની વૃદ્ધિ થઈ, તે અખંડ સુખી થાય તેવો મારે તેને માર્ગ બતાવવો.

જ્યારે હું અહીં આવ્યો ને મને તે મુનિકુમારે વંદન કર્યું ત્યારે મેં "દીર્ઘાયુષ્માન ભવ" એવો આશીર્વાદ દીધો, ત્યારે મારા તે પરમ ધર્મીષ્ઠ મિત્ર મૃકંડના નેત્રોમાંથી અશ્રુ પ્રવાહ ચાલ્યો ને કંઠ ગદ્‌ગદ્ થયો. કારણ કે તેઓ પુત્રપરના વાત્સલ્ય ભાવ અને તેના વિયોગના કષ્ટથી ભય પામેલાં છે. માટે મારે તેનો ભાવીમાં થવાનો વિયોગ અટકાવવાનો ઉપાય કરવો એજ મારું પ્રથમ આવશ્યક કામ મારે કરવાનું છે.

આ પ્રમાણે બકદાલભ્યમુનિએ માત્ર પોતાના મનમાં મૃકંડ તથા સુદેહાને માટે હિત કરવાનો વિચાર કર્યો. એટ-લામાં મુનિ પત્ની સુદેહા પણ ભોજનથી પરવારી બીજાં

ગૃહકાર્ય પણ સમેટી લઇ પોતાને ઘેર આવેલા વૃદ્ધ અને દીર્ઘ તપસ્વી બકદાલભ્ય મુનિ પાસે આવીને બેઠાં. મુનિ મૃકંડ પણ ત્યાં સમીપમાંજ બેઠા છે. એવામાં ઋષિબાલ માર્કંડેય બહારથી રમતાં રમતાં આવી તે બકદાલભ્ય મુનિના ઉત્સંગ ( ખોળો ) માં બેઠો એટલે પુત્રપર ઘણા પ્રેમની લાગણીથી જોનાર બકદાલભ્યે પોતાના મિત્રનું બાલ જાણી, ખોળામાં બેસારી સર્વ અંગોએ હાથ ફેરવ્યો. પછી તે બક દાલભ્ય મુનિ સામુદ્રિક વિદ્યામાં વિશેષ પ્રવિણ હોવાથી તે બાળકના શરીરના અવયવો તથા હાથ પગની રેખાઓ જોવા લાગ્યા. તે મુનિબાળ મૃકંડનાં માતા-પિતા સમીપમાં બેઠાં છે, ને બકદાલભ્ય મુનિ શરીરાવયવ તથા હાથ પગની રેખાઓ જુએ છે, તેમાં પ્રથમ તે મુનિએ તે બાળકનું વિશાળ અને મધ્યે ઉપસેલું એવું લલામ લલાટ અને મોટું શિરસ્કમલ જોઇ તથા દીર્ઘ અને અણીઆળાં નેત્રો જોઇ મનથી પ્રસન્ન થયા. સુંદર નાસા રસ પુષ્ટને રક્ત અધરપલ્લવ જોઇને પણ પ્રસન્ન થયા પછી તેની શુભ્રને સ્વચ્છ દાડીમની કળીઓ સમાન દંતપંક્તિ જોઇ પ્રસન્ન થયા. ને તેનું સમસ્ત વદન કમળ જોતાં તેને છાતી સાથે દાબી મુનિ પરમાનંદ પામ્યા. તે પછી તેની ઉંચી ને શંખ સમાન ગ્રીવા જોઇને જરા આશ્ચર્ય મુદ્રા કરી બતાવી, તે પછી તેના આજાન બાહુ અને વિશાળ વક્ષસ્થળ જોઇને પણ બકદાલભ્ય પ્રસન્નચિત્ત થયા. તે પછી તેનો ત્રિવલયવાળો નાભિ પ્રદેશ જોઇને પણ મુનિ મુદિત થયા, પછી તેના જમણા હાથનું પાણી પદ્મ હાથમાં લઇ

તેની આંગળીઓ જોવા લાગ્યા. સુંદર લોહીથી ભરપુર સ્વાભાવિક સુકોમળ ને લાલાશ વાળી આંગળીઓને હીરાકણી સમાન તેના નખ જોઈ મુનિ હર્ષ પામ્યા. પછી જમણા હાથની હથેળીનું અવલોકન કર્યું, તેમાં ખડ્ગ, ચક્ર, ધ્વજા, અંકુશ, યવ અને મત્સ્ય રેખા જોઈ તે મુનિ અત્યંત પ્રસન્ન થયા. પ્રસન્ન એટલા બધા થયા કે હર્ષથી બકદાલભ્યજી હશી પડ્યા. ફરી વાર પાછું તેજ પાણી પદ્મ લઈ આંગળીઓનું પ્રમાણ જોવા તથા રેખાઓ જોવા લાગ્યા. તે જોતાં કાંઈક વિચારમાં પડ્યા ને મુખ મુદ્રા કરમાઈ. તેથી મો પર ઉદાસી દેખાઈ. ત્યારે તે બાળકના દક્ષિણ ચરણનું તળીયું હાથમાં લઈ જોવા લાગ્યા તેમાં પણ એક ઘણી સારી ઉર્ધ્વ રેખા જોઈને બીજાં તમામ ચિન્હો જાણે કે પૃથ્વી ઉપર કોઈ સિદ્ધ પુરુષનો જન્મ થયેલો હોય તેવો નિશ્ચય થતાં મુનિના મુખપર હર્ષયુક્ત સ્મીત ( અર્ધ હાસ્ય ) જણાયું. તે પછી ફરી પાછા જમણું હસ્તકમળ લઈ જોતાં એક એવી અનુપમ રેખા જોવામાં આવી કે મુનિએ પોતાના ડાબા હાથમાં જમણા હાથવડે તાળી પાડી. ત્યારે માણસનો મનોગતભાવ હાથ પગના અવયવોની ચેષ્ટાથી, આંખના અણુસારાથી, ને મુખમુદ્રા ઉપરથી સજ્જનો પારખી શકે છે. જેમ કે ઘડિયંત્ર ચાલે છે તો તેમાં રહેલી લોઢાની કમાનના બળથી; પણ તેનો સમય તેના મુખપર રહેલા કાંટાથી જણાઇ આવે છે. તેમ માણસના મનમાં હર્ષ કે ખેદ, આનંદ કે ચિંતાનો ઉદ્ભવ, મુખમુદ્રાથી જણાઈ આવે છે. તેથી બકદાલભ્યમુનિએ જે તાલી પાડી તે જોઈ તે બાળકનો પિતા મૃકંડ

મુનિ બોલ્યા કે, કેમ મહારાજ ! એમ તાળી પાડવાનું શું કારણ ? પ્રથમ તો આપના મો ઉપર ગ્લાની ઉપજી હોય તેમ આપનું વદનકમળ કરમાઇ ગયું હતું, ને હમણાં પાછા પ્રસન્ન થઇ તાળી પાડી તેનું શું કારણ ?

બકદાલભ્ય—મૃકંડ ? આ બાળના હસ્તાંબુજની રેખાઓમાં મેં અલ્પાયુષ્યની રેખા જોઈ તેથી તે બાળકના સૌંદર્ય તથા તમારા પરના મારા નૈ:સર્ગિક સ્નેહે ગ્લાની ઉપજાવી, પણ પછી પાદતળ ને જમણું પાણી પણ જોતાં એવી રેખાઓ મેં જોઈ છે કે આ બાળક કાળનો પણ વિજય કરી શકે ને ચિરંજીવી થાય ! ! આ બાળનાં સમગ્ર અવયવોની સુંદરતા અને તેની રેખાઓ એવી શુભફળદાયક છે કે તમારો પુત્ર ત્રિલોકવિશ્રુત થઇ ચિરંજીવી થશે. ને ભલભલા સ્વર્ગના દેવો, ચક્રવર્તી રાજાઓ, અને મોટા મોટા મુનિઓનાં વૃંદો ( ટોળાં )ને પોતાના ચરણકમળમાં નમાવશે.

હે મિત્ર! હવે તમે નિશ્ચિંત થાઓ ને શ્રીસદાશિવના વચનનોને વારંવાર સંભારી પરિતાપ કરશો નહિ. મેં એટલાજ માટે તાળી પાડી કે એક રેખાતો અલ્પાયુષ્ય બતાવનારી છે પણ બીજી પ્રબળ રેખાઓ દીર્ઘાયુષ્ય થવાની છે; માટે આમાં સાચુ શું ? અલ્પાયુષ્યવાળી રેખા સાચી કે દીર્ઘાયુષ્યની રેખા સાચી. એ સમજવા માટે મારાથી તાળી પડાઇ છે. માટે હે મુનિશ્વર ! હવે તમે તમારા પુત્રના હિત માટે મારી વાત ઉપર ધ્યાન આપો. ને તે પ્રમાણે જરા પણ મનમાં શંકા રહિત થઇને કરો. હે મિત્ર! આ વિશ્વમાં

પુરુષપ્રયત્નનો મહિમા એટલો બધો વિજયી થાય છે કે, તેનો નિરોધ કોઇથી થતો નથી; પણ તેમાં સતત એકાગ્રતાથી એક નિશ્ચયથી મંડયા રહી આરંભથી તે અંતપર્યંન્ત વળગ્યા રહેવું જોઇએ. પ્રથમ તો આરંભ કરવાના કામમાં શ્રદ્ધા જોઇએ. તે પછી તે આરંભેલા કામમાં સુદૃઢ શ્રદ્ધાનું સ્થાપન કરી નિર્બંધ ( આગ્રહ ) સાથે પ્રયત્નમાં વળગ્યા કરવું. કદાપિ તેમાં વિઘ્નો ઉપરા ઉપરી જણાય તો પણ તેથી તે આગ્રહ પોચો ન થવા દેતાં શ્રદ્ધાવડે ઉત્સાહ ને મનોબળ જાગ્રત રાખી, કાર્ય સિદ્ધ થતાં પર્યંત તે પ્રયત્ન અટકાવવો નહિ. આ લોકમાં એવું કાંઈ પણ નથી કે જે પ્રયત્નથી સાધ્ય ન થાય! જ્યાં જ્યાં પ્રયત્ન કરતાં પુરુષો પાછા પડયા હોય ત્યાં ત્યાં એમજ સમજવું કે પ્રયત્ન કરતાં આવડયો જ નહિ હોય. કાં અવળી પ્રવૃત્તિને સાચો પ્રયત્ન મનાયો હશે. પણ બુદ્ધિ પૂર્વક, શાસ્ત્રસંમત ને યથાર્થ પુરુષાર્થ થયો હોય તો તે નિષ્ફળ જાયજ નહિ. પુરુષાર્થથી અસાધ્ય કાંઇ નથી, માટે હે મૃકંડ! તમે મારા બતાવવા પ્રમાણે પુરુષાર્થ કરો. આ જગતમાં દેવ, દૈત્ય અને માનવો જે જે સર્વોન્નતપદે આરૂઢ થઇ પ્રશંસાપાત્ર થયા છે, તે પ્રબલ પુરુષાર્થનોજ પરિણામ છે. પારણામાં સુનારાં છેક નાનાં અણુસમજુ બાલકોએ જે પૃથ્વીપર મોટા સમર્થ યોદ્ધાઓનાં હૃદયો ધ્રૂજાવ્યાં હતાં, વીર પુરુષો સાથે સંગ્રામમાં વિજય મેળવ્યા હતા ને સમસ્ત ભૂમંડળના પતિ થઈ બેઠા હતા, બેઠા છે ને બેસશે તે સર્વ પુરુષ પ્રયત્નનું ફળ છે. એક દીન અને રંક કુટુંબનાં

બાળકો પોતાનાં પ્રયત્નોથીજ મોટામાં મોટી સંખ્યાવાળાં ધનની સંખ્યાઓ સ્વતંત્ર કરી ઉંચામાં ઉંચી શ્રેષ્ઠ પદવીઓ પામી નામાંકિત ગણાયા છે; તે પણ પ્રયત્નોનો જ પ્રતાપ છે. તથા એવી જ રીતે નાનાં નાનાં બાળકોએ જ પોતાના પ્રબળ પુરુષાર્થદ્વારા ઉંચામાં ઉંચી વિદ્યાઓ કંઠગત કરી મોટા મોટા શાસ્ત્રવાદમાં પક્ષકાર બની સભાઓમાં સમર્થ વિદ્વાનોના સામા સિંહ જેવા તાડુકા કરી સભાઓમાં વાદિઓનાં મુખ બંધ કરી, તેમને પરાજિત કર્યા છે. તેવીજ રીતે મોટા મોટા કવિઓએ પ્રયત્નથી કાવ્ય કુશળતા મેળવી મોટા મોટા રાજા મહારાજાઓને પોતાના કરી લીધા છે. તથા તેમની પાસેથી ઇચ્છાનુસાર પારિતોષિકો મેળવી કીર્તિમાન્ થયા છે, વળી મોટી મોટી તપશ્ચર્યા દ્વારા કેટલાક સમર્થ પુરુષોએ ઇંદ્ર અને બ્રહ્માઓનાં આસનો મેળવીને તથા બીજી પણ ઉંચ્ચ પદવીઓ પામી જગપ્રસિદ્ધ થયા છે. કેટલાક રાવણાદિ રાક્ષસો, માંધાતા આદિ રાજર્ષિઓ, વિશ્વામિત્ર જેવા ઋષિઓ ને વસિષ્ઠ જેવા બ્રહ્મર્ષિઓ એ સર્વે પોતાના પ્રબળ પુરુષાર્થથીજ જગપ્રસિદ્ધ થયા છે. સંસારમાં જે જે સિદ્ધ, ભક્ત, જ્ઞાની, યોગી કે સર્વજ્ઞ પુરુષો થયા છે તે સર્વે એ પોતાનો અસ્ખલિત સુદૃઢ પુરુષાર્થ કરીને જ થયા છે. આ ભૂલોકમાં પુરુષાર્થદ્વારા સિદ્ધ ન થાય એવું કાંઇ નથી, પુરુષાર્થથી કશી વસ્તુ અપ્રાપ્ય નથી, જે જે લોકો પુરુષાર્થ કરતા છતાં ફળ પ્રાપ્ત નથી થતું ને બૂમો પાડે છે તેમાં વાસ્તવિક જોતાં તે કરવામાં આવેલા પુરુષાર્થનીજ ન્યૂનતા અથવા કોઈ પણ જાતની દોષવાળી તે

પ્રવૃતિ હોવી જોઇએ. અહીં એવા પુરુષાર્થની સ્તુતિ કરવામાં આવતી નથી; પ્રયત્ન અથવા પુરુષાર્થ એનુંજ નામ કે જે શાસ્ત્ર પ્રમાણુને શિષ્ટસંમત માર્ગ હોય તેમાં પોતાના શરીર અને મનની પ્રવૃતિ વિચાર પૂર્વક સમજીને થવી જોઇએ. પણ સમજ્યા વિના કે સ્વચ્છંદિ રીતે જે કરવામાં આવે તે તો કેવલ ઉન્મત્ત ચેષ્ટાજ ગણાય. માટે હે પ્રિય મિત્ર! મૃકંડ! તમે પણ જો મારા મતને સંમત થઈ, મિથ્યા મોહનો ત્યાગ કરી નિર્ભય બની પોતાના મનને વશ કરી હવે દર્શાવવામાં આવે એ ઉપાયની યોજનામાં પુત્રને જોડશો તો તમે પણ તમારા પ્રિય પુત્રને દીર્ઘાયુષી કરી શકશો. તમારા પુત્રના શરીરના સર્વ અવયવો હાથ અને પગની રેખાઓ એ સર્વ મે પુનઃ પુનઃ અવલોકી વિચારી મનથી નિશ્ચય કર્યો છે કે તમારો પુત્ર દીર્ઘજીવી થશે. માટે તમે હવે આ પ્રમાણે કરજો.

મૃકંડ મુનિ—મુનિવર! આપ જે આજ્ઞા કરશો તે રીતે જ અમે કરીશું. કારણ કે એ મૃત્યુનું મહા વિઘ્ન જો પુત્રને માથેથી જાય તો તો પછી શું જોઈએ છીએ?

સુદેહા—હે બકદાલભ્ય મુનિ! આપ મારા પ્રિયતમ સાથે શા સંબંધની વાત કરો છો? તે મને કહેવા કૃપા કરશો.

બકદાલભ્ય—હે સુદેહા! અત્યાર સુધી મેં તમારા સ્વામી સાથે જે વાત કરી તથા મારા હાથથી જે ચેષ્ટા થઈ તે કાંઇ તમે ના જોયું? ને સમજવામાં ના આવ્યું કે શું?

સુદેહા—મુનિરાજ! મારા મનમાં કોઇ અન્ય વિચાર ચાલ્યા કરતો હતો, તેથી તે વિચાર સમાધિ લાગી જવાથી આપ બન્ને ભણી મારી દ્રષ્ટિ હતી, પણ તમારા બે વચ્ચે શી શી વાત થઇ? તે કાંઇ મારા સમજવામાં આવ્યું નહિ.

મૃકંડ—દેવિ! ઓ હો! તમને એમ થયું? તમે કાંઇ પણ સમજ્યાં નથી?

સુદેહા—ના, ના. હું તો કાંઇએ સમજી નથી.

મૃકંડ—હશે ત્યારે પ્રથમ તમે કહો કે તમારા મનમાં શો વિચાર ચાલતો હતો?

સુદેહા—ના; એ વાત કરશો નહિ.

મૃકંડ—શા માટે ના કરું એમાં શું છે? કહો ને? જે સાચું હોય તે.

સુદેહા—ના, મારા નાથ! એવી ખોટી જક ના કરશો.

મુકંડ—એમાં જક શાની? સ્ત્રીને પુરુષનું તો એક અંગજ મનાય છે, માટે તે દંપતિના વચમાં તો કાંઈ અંતર હોયજ નહિ ગુહ્યમાં ગુહ્ય વાત હોય તોપણ સ્ત્રી તો પુરુષને કહે, ને પુરૂષ સ્ત્રીને પણ કહે. જ્યાં સ્ત્રી પુરુષમાં એવું અંતર રહેતું હોય ત્યાં તે બન્ને દંપતીમાં પરસ્પર પ્રેમની ન્યૂનતા જાણવી. જ્યાં પ્રેમમાં ખામી તો તે બન્નેના ગૃહસ્થાશ્રમાં કાંઈક અંશે ક્લેશનો સંભવજ હોય. જ્યાં ક્લેશ ત્યાં દુઃખનું વિદ્યમાન પણું ને જો તેમ હોય તો તે સ્ત્રી અને પુરૂષ બંને એક ઘરમાં રહેવાની યોગ્યતા વાળા નથી, એમ

સમજવું છતાં ઘરમાં રહે તો બન્નેનું જીવન વૃથા ગણાય છે.

સુદેહા—હશે ત્યારે ઇશ્વરે એક પુત્ર તો આપ્યો છે ? હું તમારા ચરણ કમળોનું ધ્યાન કરતી કરું વહ્નિપ્રવેશ ને તમે લ્યો પ્રવ્રજ્યા ( સંન્યાસ ) એટલે પછી કાંઈ ભાવીમાં આવવાનું સંકટ જોવું પડશે ? એમ કહીને સુદેહા તો ત્યાં સ્ત્રી સ્વભાવને લઈ આંખોમાં પાણી લાવી રડવા મંડ્યાં. તે જોઇને મુનિ મૃકંડ પણ ગરગળા થયા.

મૃકંડ—દેવિ ? હજુ અનાગત ચિંતાનું સ્મરણ કરી શા માટે સંતાપો છો ? ધૈર્યનું અવલંબન કરો. ને સદાશિવનું સ્મરણ કરો.

સુદેહા—એ તો જોયા બધા દેવ ને દેવીઓ, બારહજાર વર્ષ સુધી મહા સંકટ વેઠીને તપશ્ચર્યા કરી તોય એવા સમર્થ સદાશિવે આપણને પુરાં સુખી તો ના કર્યાં ને છાતીએ હૈયાહોળી તો રહી. એમ કહી સુદેહા રડી પડ્યાં.

મૃકંડ ઋષિ—દેવિ ? શામાટે ક્લેશ કરી મુઝાઓ છો ? પૃથ્વીમાં જીવ માત્રને પોતાનાં કરેલાંજ કર્મ ભોગવવાં પડે છે. એમાં બિચારા દેવ ને દેવીઓ શું કરે ? ધૈર્ય રાખો, હજુ ભાવી ઉપરની વાત છે. આગળથી અનાગત ચિંતા કરી શામાટે અંતરાત્માને સંતાપવો ?

સુદેહા શાંત થયાં, ને પોતાના પુત્રના સામું જોઈ તેને બોલાવી, પોતાના ખોળામાં બેસારી તેને ચુંબનો કરી છાતી સાથે દાબી વાત્સલ્યભાવ જણાવ્યો.

મૃકંડ—દેવિ ! તમે આ બકદાલભ્ય મુનિની ચાલતી વાત ના સાંભળી ? વિચાર સમાધિમાં લીન થયાં તે સમય તમારા હૃદયમાં શો વીચાર થયો હતો તે મને કહો.

સુદેહા—હે નાથ ! ભલે આપનો આગ્રહ છે તો હું તો કહીશ પણ તે સાંભળી આપના અને મુનિ બકદાલભ્યજીના પણ મનમાં ખેદ થશે.

મૃકંડ—હશે કહો તો ખરાં ?

સુદેહા—મહારાજ ! મારા પુત્રને જોતાં મનમાં વિચાર થયો કે હવે એને પાંચ વર્ષ તો થયાં બીજાં ત્રણ વર્ષ પછી ઉપનયન સંસ્કાર કરવો પડશે. પછી મારો વિચાર એવો છે કે મારો ભાઈ વીરમલ્લ છે. તેની એક પુત્રી અતિરૂપાળી મનહપાલિકા છે. જેના રૂપની ઇંદ્ર જેવા દેવો પણ સ્પૃહા કરે છે. વળી તેને માટે લોકપાલ દેવોની પણ માગણીઓ આવી છે. પૃથ્વીના કેટલાક સામ્રાજ્યના અધિપતિઓ પણ પોતાના ચાર મોકલી મારા ભાઈ વીરમલ્લને કહેવરાવે છે. તેનું પણ વય મારા માર્કંડેયના સમાન છે. માટે મારી ઇચ્છા એવી છે કે જો હું મારા પુત્ર માટે તે કન્યાની યાચના સારૂં મારા ભાઈને વાત કરૂં તો તે વિના આનાકાની કર્યે તુરતજ હા પાડે, કારણ કે બ્રાહ્મણથી દેવ અને ક્ષત્રિઓ સર્વ ડરે આ વાત મારા મનમાં ચાલતી હતી પણ છેવટ શ્રીસદાશિવની વાત સ્મરણમાં આવતાં હૃદયમાં પરિતાપ થવા લાગ્યો; ને ઉંડો દાહ થવા લાગ્યો. કે મારો પુત્ર તો અલ્પાયુષી છે.

બકદાલભ્ય—( સ્વગત ) અહો હો ? પુત્ર મરણના ત્રાસથી આ બીચારાં મૃકંડ અને સુદેહા કેવાં ત્રાસ પામે છે? જેમ બાજને જોઇ હોલો હોલી તરફડે છે તેમ તે તરફડે છે. માટે આજે મારે તેમનું ઇષ્ટ થાય એવું તેમને આશ્વાસન આપી શાંત કરવાં જોઇએ.

તે પછી મૃકંડ અને સુદેહા પ્રત્યે બકદાલભ્ય બોલ્યા કે હે મૃકંડ અને સુદેહા ! તમે બંને આ મારી વાત ઉપર એકાગ્ર ચિત્ત રાખી લક્ષ્ય આપો. ને તે પ્રમાણે વર્તવા દૃઢ નિશ્ચય કરો. પરિણામે તેમાં તમે વિજય પામશો. ને સુખી થશો. તથા જેને માટે ભય ત્રાસ પામો છો તે ભયત્રાસ તમને પ્રાપ્ત નહિ થાય.

દેવ માત્ર પોતાને માટે સ્વતંત્ર છે. પણ પરકાર્ય સામાની ઇચ્છા પ્રમાણે કરી આપવા પરતંત્ર છે. અને પૃથ્વી પરના માણસો કે જેમને માનવ શરીરને ભરતખંડની ભૂમિ પ્રાપ્ત થયેલી છે તેઓ જ્યાં સુધી શરીરનો વિયોગ પામી અન્યલોકાંતરમાં ગયા નથી ત્યાં સુધી પોતાના પ્રબળ પુરુષાર્થથી પોતાનું ને પારકું કાર્ય સિદ્ધ કરવામાં સ્વતંત્ર હોવાથી દેવો કરતાં મનુષ્યો વિશેષ સત્તાવાળા હોય છે. સદ્‌ગુરુ ઇશ્વરની ઇચ્છા નહિ છતાં શરણાગતનું રક્ષણ અને કલ્યાણ સાધી શકે છે. પુરુષાર્થપરાયણ જીવ પણ ઇશ્વરની ઇચ્છા નહિ છતાં આત્મકલ્યાણ સાધી શકે છે. પણ તેમાં સાચું બળ પુરુષાર્થનું છે. ત્રિલોકમાં જોશો તો કોઇ એવો નહિ મળે કે જે સદાશિવના વચનને કુંઠિત ગતિવાળું કરી

શકે ( લોપી શકે ). પણ આ પૃથ્વી પર એવાં એવાં અમુલ્ય રત્નો પડ્યાં છે કે શ્રીસદાશિવ, શ્રીવિષ્ણુ ને શ્રી બ્રહ્માને પણ એમની ઈચ્છાઓને એમનાં કર્તવ્યોથી રોકી શકે. અનસુયાએ એ ત્રણેને બાળક કરી દીધા હતા. માટે મહર્ષિ મૃકંડ અને દેવી સુદેહા ? તમે મહેશ્વરના વચનથી બીશો નહિ. સૌ સારૂં થશે ને તમારો પુત્ર દીર્ઘાયુષી થશે. પણ હવેથી મારાથી જે ઉપાય બતાવાય તે પ્રમાણે તમે વર્તી તે ઉપાય દઢાગ્રહથી કરજો જેથી તમને ચિંતા મુકત થવાનો સમય સમીપમાં આવશે.

મારા મનમાં પણ તમારા પુત્રને દીર્ઘજીવી કરવા આગ્રહ બંધાયો છે. પણ તેમાં સમર્થની સહાયોની અગત્ય છે. માટે તે મેળવી આપણો કાર્યક્રમ આગળ વધવા દેવો.

ઉપાય બતાવતા પહેલાં કહું છું કે તમે ગાંડુંકાલુ પણ કરી, પુત્રના મોહમાં બંધાઇ, આ કાર્ય કરવામાં પ્રમાદ સેવશો નહિ; પણ મનથી પુત્ર વિષે વૈરાગ્ય ભાવ રાખી તેને અલગ કરતાં ડરશો નહિ, કે શંકા લાવશો નહિ

આ પુત્રનું જમણું કરકમળ જોતાં બધીએ રેખાઓ શુભ ફળ સૂચવનારી જણાઈ; તેજ પ્રમાણે ચરણ કમળમાં પણ ઉત્તમ ફળ આપનારી રેખાઓ જણાઇ, પુનઃ કરકમળમાં જોતાં એક આયુષ્યમાં વિઘ્ન નાખનારી અલ્પાયુષ્યની રેખા જોવામાં આવી તેથી મારા મનમાં ચિંતા થઇ અને હૃદયમાં ઉદાસીનતા પ્રકટી, જેથી મારૂં મોં ઉતરી ગયું. પાછું ફરી અવલોકન કરતાં અલ્પાયુષ્યની રેખા સાથેજ એક મોટી દીર્ઘ

જીવનની રેખા પણ બલવતી જોઈ; તેથી હું પણ તે અંતરગત વિચારમાં લીન થઇ ગયો હતો. માટે મારાથી ડાબા હાથમાં જમણા હાથ વડે તાળી પડાઇ, તેનું કારણ એકે ' આ તે અલ્પાયુષ્યની રેખા સાચી, કે આ દીર્ઘાયુષ્યની રેખા સાચી' આમાં સાચું શું ?

હવે મારા મનમાં એ પુત્ર માટે એવો વિચાર સુઝે છે કે **गर्भाष्टमेब्दे कुर्वीत ब्राह्मणस्योपनायनम् ।** ( ગર્ભથી આઠમે વર્ષે બ્રાહ્મણના પુત્રને ઉપનયન સંસ્કાર કરવો. ) તો હવે જ્યારે તમારા પુત્રને આઠમું વર્ષ બેસે ત્યારે તમ.રે તુરતજ તેને ઉપવીત આપી ને એવો ઉપદેશ આપવો કે,--

તમારે હવે આ કુમાર અવસ્થામાં બ્રહ્મચર્ય પ ળવું. સાયં પાતર્ ને મધ્યાન એ ત્રણે કાળ સંધ્યા વંદન કરી, ગાયત્રી મંત્રનો જપ કરવો. દિવસે સૂવું નહિ. એકવાર ભોજન કરવું ભૂમિ પર સૂઈ રહેવું સ્ત્રીઓનો સંસર્ગ કરવો નહિ. પૂજ્ય પુરુષોને પ્રતિદિન અભિવંદન કરવું. અને નિરંતર બ્રહ્મચર્ય સ્થિતિમાં રહી પૃથ્વી પર પર્યટન કરવું; અને પૃથ્વીપરનાં સર્વ તીર્થો કરવાં. જે જે તીર્થ ભૂમીમાં જવાય ત્યાં જે જે કોઇ સંત, સાધુ, મહાત્મા અથવા કોઈ ઋષિ મુનિ, જ્ઞાની, યોગી કે બ્રાહ્મણ, મળે તે સર્વને વંદન કરવું. જે જે કોઈ સામા મળે કિંવા પોતાના સ્થાનમાં બેઠેલા હોય તેમના આગળ જઈ સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરવો. ને તે જે જે આશીર્વાદ દે તે સાંભળવા. એમ ઘણા ઘણા મહાપુરૂષોના આશીર્વાદ મળતાં પણ તમારૂં કાર્ય સિદ્ધ થઇ જશે. પણ તમારા પુત્રને આ

વંદન ભક્તિનું દૃઢવ્રત આપી, પ્રથ્વીપર્યટણ કરવા મોકલી દેજો. આ વંદન ભક્તિનો કેવો મહિમા ને એમાં શું મહત્વ રહેલું છે તે તમને સવિસ્તર હું કહી સંભળાવું છું—

આ વિશ્વમાં સર્વથી દુર્લભ, મોંઘુ અને હીન કર્મી જીવોથી અલભ્ય માનવ શરીરને ગણવામાં આવે છે. કારણકે બીજું સર્વ દ્રવ્યાદીના વ્યયથી કે વિદ્યા-કળાથી પ્રાપ્ત થાય છે, પણ મનુષ્ય શરીર કશા પ્રયત્નથી મળતું નથી. માટે તે મનુષ્ય તનુ સર્વથી મોટા મહત્વવાળું છે. બાકી સંસારમાં જે જે સ્પૃહણીય વસ્તુઓ ગણાય છે, તે સર્વ મનુષ્ય શરીરથી પ્રાપ્ય છે. મોટામાં મોટાં રાજ્યો, ગામો, મોટા ગરાસો, ભૂમિઓ, મોટા મોટા મહાલયો, મંદિરો, મણિ, માણિક્ય હીરા, પન્નાં, પુખરાજ અને મોતીના તથા સોના રૂપાના અલંકારો, સુશોભિત વસ્ત્રો અને ઉંચામાં ઉંચી સર્વ પ્રકારની વિભોગની સામગ્રીઓ તથા મોટી સંખ્યાનાં ધનો અને સુંદર સ્ત્રીઓ, એ સર્વ મનુષ્ય શરીરથી મેળવી શકાય છે; પણ તેમાંના એકેથી મનુષ્ય શરીર પ્રાપ્ત કરી શકાતું નથી. કારણ જ્યારે કોઇ સામ્રાજ્ય ભુપતિનો યુવાન પુત્ર આસન્ન મૃત્યુની સ્થિતિએ પહોંચે છે, ત્યારે મોટાં મોટાં રાજ્યો, ગામો, ગરાસો, મોટી સંખ્યાનું ધન, અલંકારો અને વિભોગ સામગ્રીઓ સુદ્ધાં તેની માંદગી મટાડી આરોગ્ય પમાડનારને આપવા તૈયાર થાય છે. અથવા જીવિત સૌને એવું વહાલું છે કે પોતાનું નાનું મોટું રાજ્ય પણ જીવીત આપનારને અર્પણ કરવા તત્પર થાય છે; પણ તે અશક્ય કામ કોઇથી પણ શક્ય થતું નથી. એવા મોંઘા જીવિત વાળો માનવ દેહ

મનાય છે. એ મનુષ્યશરીરમાં ઉત્તરોત્તર કઈ વસ્તુ અધિક શ્રેષ્ઠ છે તે જોઈએ. શરીરમાં પણ ઉત્તમ અને અધમ બે ભાગ છે કટીથી નીચેનો પગ સુધીનો ભાગ તે અધમાંગ ગણાય છે; ને કટીથી મસ્તક પર્યંતનો ભાગ ઉત્તમાંગ ગણાય છે. તે અધમાંગમાં અધિક ન્યૂનતાવાળાં અંગો જોવામાં આવે છે. કોઈ પણ મનુષ્ય વધની શિક્ષાને પાત્ર થયેલાને અપરાધનું શાસન કરનાર અધિકારી કહે કે ભાઇ તું વધની શિક્ષાને યોગ્ય છું, માટે જો તારા પગની આંગળીઓ કપાવી નાંખે તો તું શાસનથી મુક્ત થાઉં; તો તે માણસ તેમ કરતાં પણ પોતાનું જીવિત વિશેષ પ્રિય માની કોઇ સારા પ્રવિણ વૈધ દાકતર પાસે તેમ કરાવે છે. તે કરતાં પણ કોઈ તેને એમ કહે કે તું તારો ઢીંચણ આખો કઢાવી નાખ. તો જો કે ચરણના પંજાથી ઢીચણનો ભાગ વધારે મહત્વવાળો હોવાથી તે શિક્ષા પણ માન્ય કરી પોતાનું જીવિત રાખવાની ઇચ્છા કરે છે. તે કરતાં પણ સાથળનો ભાગ વિશેષ મહત્વનો છે કારણ કે ઢીચણ સુધીમાં કાંઈ ક્ષતાદિ થયાં હોય તો પીડા વધારે થાય છે ને ઝટ રૂઝ આવી શકતી નથી. અધિકારી પણ વધની શિક્ષાને પાત્ર થયેલા અપરાધીને કહે કે તારો સાથળ સુધીનો ભાગ કઢી તને જીવવા દઈએ તો તેમ કરાવવા તે કબૂલ થાય છે ને કટિથી નીચેનો ભાગ કાઢી નંખાવનારા પણ સંસારમાં જીવતા જોવામાં આવે છે. કારણ કે ઘણા એવા અપંગોને આપણે જીવતા જોઇએ છીએ. પણ તે પછીનો કેડથી ઉપરનો ભાગ વધારે જોખમ વાળો મનાય છે. તેમાં કોઈ પણ તાડન પ્રહાર ગરદા ઉપર થયેલો

હોય તો તે મટવા સંભવ હોવાથી આગળના હૃદય અને ઉદર પ્રદેશથી તે ભાગ ઓછા જોખમનો મનાય છે, માટે પ્રષ્ટ કરતાં ઉદર, હૃદય ને બાહુનો ભાગ વધારે શ્રેષ્ટ છે. ને તેથી પણ શિરોભાગ કે શરીરમાં ઉત્તમોત્તમ ભાગ છે, કે જે ઘણા જોખમવાળો ભાગ તથા મહત્વનું અંગ મનાય છે. જેને લઇ જીવન નભી શકે છે. માટે મનુષ્ય શરીરમાં શિરોભાગ સર્વથી શ્રેષ્ટ મનાય છે. તેથી સંસારમાં જેમ સોનુ, રૂપુ કે દ્રવ્ય તથા વસ્ત્રના દાનથી પણ અન્નદાન વિશેષ મહિમાવાળું મનાય છે, તેમ આ જગતમાં મનુષ્ય, રાજા, દેવ કે શત્રુને આપણે કાંઇ પણ આપીને પ્રસન્ન કરીએ તો તે જોઇએ તેવો પ્રસન્ન થતો નથી. કારણ કે ચક્રવર્તી રાજા મોટો શ્રીમંત ગૃહસ્થ હોય તેને દ્રવ્ય કે સંસારમાંની શ્રેષ્ઠ વસ્તુઓ આપીએ તો તે તેને સુગમ પ્રાપ્ત હોવાથી પ્રસન્ન થતો નથી. પણ માથું નમાવીએ તો તે આપણા ઉપર પ્રસન્ન થાય છે. કોઇ દેવ કે ઇશ્વરને પ્રસન્ન કરવા હોય તો તેમને આપણી કોઇ જાતની ભોજનાદિ સામગ્રી, ચંદન-પુષ્પ કે સુવર્ણ સુદ્ધાંની દક્ષિણા પ્રસન્ન કરી શકતી નથી, પણ શિરોભાગનું નમન એજ તેમને પ્રીતિકર થાય છે. કોઇ કટ્ટો દુશ્મન હોય તે પણ જો કાંઈ દ્રવ્ય, ભૂમિ કે વસ્તુ પ્રદાન કરી પ્રસન્ન કરવામાં આવતાં પણ તેના વૈરનું શમન થતું નથી. પણ પુનઃ તેના હૃદયમાં નવી વસ્તુની ઇચ્છાનો ઉદય થતાં પાછો પુનઃ વૈરનો ઉદ્દભવ નવો થાય છે. પણ તેવા શત્રુને પણ જો નિર્મળ ભાવે જો માથું નમાવવામાં આવે તો તે

સમગ્ર વેરનો ત્યાગ કરી, નમનારનોજ થઇને રહે છે; અથવા તેને પછી બીજા વૈરીઓ પણ કાંઈ કષ્ટ આપી શકતા નથી. વળી કોઈ વિરક્ત પુરુષો હોય છે, તો તેઓ અત્યંત નિસ્પૃહ હોવાથી કોઇ પણ માયિક વસ્તુથી પ્રસન્ન થતા નથી; કારણ કે તે વિગતતૃષ્ણ ( તૃષ્ણાવિનાના ) તથા સંસારના મોહથી મુકત હોય છે; કારણ કે તેઓ તો તમામ માયિક વસ્તુને નિઃસાર, ક્ષણભંગુર ને અસ્પૃશ્ય માને છે. માત્ર સત્ય વસ્તુરૂપ એક પોતાના આત્મસ્વરૂપનેજ સંસારમાં જ્ઞાતવ્ય-પ્રાપ્તવ્ય માને છે, તેવા વૈરાગ્યવાન્‌ને પણ આપણે સંસારની શી ભોગ સામગ્રી આપી પ્રસન્ન કરીએ ? જે જે માયિક વસ્તુ ધરીએ તે તે પર તેઓ દૃષ્ટિ સરખી પણ કરે નહિ; પણ તેઓને જો પોતે કારુણ્યથી ભરપુર હોવાથી શિરોવંદન કરીએ તો તેઓ આપણા ઉપર અકારણ કરુણામૃત વર્ષાવી, આપણને દુઃખથી મુક્ત કરે છે. માટે હે મુનિ મૃકંડ! સજ્જનોને વશ કરવા માટે આ સૃષ્ટિમાં નમન એ વશીકરણ છે. તેજ રાજા, મહારાજા, અરિ, મિત્ર ઋષિ, મુનિ, જ્ઞાની, યોગી કે ઇંદ્રાદિ દેવોને વશ કરી લેવાનું મનુષ્યોની પાસે કલ્પવૃક્ષ જેવું સાધન છે. ઇંદ્રના વજ્રથી, યમના દંડથી, કુબેરજીના દ્રવ્યથી, ને વરુણના પાશથી પણ જે સાધ્ય નથી થતું, તે મનુષ્યના વંદનથી થાય છે. શ્રીવિષ્ણુની કૌમોદકી ગદાથી મહાદેવજીના ત્રિશુલ ને અંબિકાના ખડ્ગથી પણ જે મેળવી શકાતું નથી તે પૃથ્વીમાં મનુષ્યના વંદનથી મેળવી શકાય છે. મોટા મોટા ઋષિઓ, દેવો, દૈત્યો

અને ગ્રહગણો પણ વંદનથી પ્રસન્ન થઇ, મનુષ્યોનું અભિષ્ટ સિદ્ધ કરે છે. તો જેઓ નિરંતર પ્રભુપરાયણ થયેલા છે, એવા સંત, સાધુઓ, સત્પુરુષો, વંદનથી પ્રસન્ન થાય એમાં કાંઇ પણ આશ્ચર્ય માનવા જેવું નથી.

વંદન સર્વને પ્રિય છે માટે લોકમાં પણ કહેવત ચાલે છે કે " જે નમ્યો, એ હરિને ગમ્યો." મોટા મોટા રાજાઓ પણ ભારે સૈન્ય લઇ સામા શત્રુપર લઢવા આવ્યા હોય, નગરને આંતરી લીધું હોય, પોતાના અરિઓનાં યુથોને પકડી વશ કર્યાં હોય, શત્રુ કુટુંબનાં સર્વ માણસોને હસ્તગત કર્યાં હોય, અથવા વિજય મેળવ્યો હોય, તો પણ જો પોતાનો શત્રુ તેને નિર્મળ અને નિર્વૈર બુદ્ધિથી સામો જઇ અભિવંદન કરે, તો તે ન આપવા યોગ્ય હોય, ઉંડું વૈર હોય તથાપિ તેની સાથે નિર્વૈર બની સર્વ તેનું પાછું સોંપી, ક્ષમાદાન આપી સર્વને જીવિતદાન આપે છે. માત્ર સંસારમાં માણસ માત્રને અભિમાન તથા હૃદયનો અહંકાર એજ કષ્ટદાયક છે. માટે જેના હૃદયમાં વિનય-સરલતાના વૃક્ષનું આરોપણ થયું તેના હૃદયમાં તે વૃક્ષને નમનરૂપ શુભક્રિયાનું ફળ જણાતાં તે અખંડ સુખી થવાનો. માટે મુનિરાજ મૃકંડજી ! તમે તમારા પુત્રને ઉપદેશ કરો કે તિર્થાટન નિમિત્ત તમે જ્યાં જ્યાં પર્યટન કરો ત્યાં ત્યાં કોઇ પણ હરિનાલાલ સંતપુરુષો, સાધુઓ કે ઋષિ, મુનિ અથવા પવિત્ર પુરુષો મળતાં તમારે તેમને સાષ્ટાંગ પ્રણિપાત કર્યા વિના આગળ પ્રયાણ કરવું નહિ; તમે જે જે તીર્થમાં જાઓ ત્યાં સ્નાન,

દાન દેવદર્શન ના થાય તેની ચિંતા કરવી નહિ; પણ મહાપુરુષોને અભિવંદન કરવામાં જરાપણ તમારે સ્ખલન થવા દેવું નહિ. એ વાતની નિરંતર તમારે સાવધાની સેવવી.

એ પ્રમાણે આ માર્કંડેયને ઉપદેશ કરી, પૃથ્વીપર્યટન કરવાની આજ્ઞા આપી તમે પ્રસન્ન રહેશો; પણ મારો પુત્ર બાલ્યવયમાં પ્રવાસજનિત કષ્ટો ભોગવતાં વિયોગમાં રહે એ અમારાથી કેમ સહેવાય? એવી શંકા લાવી જો તમે ઘેર રાખશો તો તમે તમારા પુત્રના વૈરી થઈ તેના શ્રેયસ્‌નાં વિઘાતક થશો.

બકદાલભ્ય—મૃકંડજી! જ્યારે કોઈ પણ પ્રાણીને મૃત્યુ પ્રાપ્ત થાય છે, ત્યારે તે મૃત્યુ મૂર્તિમાન્ આપો આપ આવી કોઇનું હરણ કરી જતો નથી કે કોઇને ઉપાડી જતો નથી; પણ તે કાંઇક નિમિત્તને આગળ ધરે છે. તેમાં મુખ્ય તો જેને મૃત્યુ પ્રાપ્ત થવાનો છે તેનું અને ન્યૂન અંશે તેના નિકટના સંબંધીઓનું અનિષ્ટ કર્મ ફલ આપવા તત્પર થાય છે ત્યારે પ્રથમ પ્રાણીના શરીરમાં મૃત્યુના નિમિત્તરૂપ કોઇ પણ રોગ પ્રવેશ કરી મૃત્યુનો હેતુ બતાવે છે. કફ વાત ને પિત્તની વિષમતાથી થતા અનેક પ્રકારના સન્નિપાતો, દારુણજ્વર, ગ્રંથીજ્વર, ( પ્લેગ ) કર્ણમૂલ, ક્ષય, ખાંસી, અતિસાર, હૃદ્રોગ, મૃગી, મહામારી કે સર્પદંશ, જળનિમજ્જન, અગ્નિસંકટ અથવા પતનાદિ ઘાતો, એમાંનું કોઇ એક નિમિત્તરૂપ થઇ મૃત્યુનો હેતુ થાય છે. ને તે વૃદ્ધિ થતાં પરાધિન પ્રાણીના શરીરનો ને પ્રાણનો વિયોગ થાય છે. જે

લોકો મૃત્યુ કહે છે તેમાં મુખ્ય ભાગે મૃત્યુ પામનાર પ્રાણી દુઃખ પામે છે. ને ન્યૂન ભાગે તેનું મૃત્યુ સમીપમાં જોનાર સંબંધીઓ પણ દુઃખી થાય છે. માટે આ તમારા પુત્રને પણ જે દિવસે બાર વર્ષ પુરાં થશે તે દિવસેજ તેના શરીરમાં પ્રથમ તેનું કાંઈક નિમિત્ત દેખાશે, ને તે નિમિત્તનું દર્શન થતાંજ અર્ધમૃત્યુની દશાએ તમે બન્ને પહોંચશો, ને તમારા પુત્રની તે ભાવીમાં થવાની મરણાવસ્થા જોતાં તમે પણ તે દશા પામ્યાં હો તેવી દશા તમારી પણ થશે. પુત્ર મૃત્યુ ને પુત્ર શોક ભલભલાને પણ અસહ્ય થઈ પડે છે, માટે તે જોવામાં આવતાં તમારી શી દયાજનક દશા થશે તે હું કહી શકતો નથી. માટે તમારે તેને પૃથ્વી પર્યટન કરવાની આજ્ઞા આપી તમારાથી અલગ કરવો.

મુનિ મૃકંડજી ! મે આપને જે જે કાંઇ કહ્યું છે તે સર્વ તમારું હિત વિચારીનેજ કહ્યું છે. માટે તમે તેમાં જરા પણ શંકાયુક્ત થઈને પ્રમાદ કરશો તો જરૂર આ હાથ આવેલું પુત્ર રત્ન ખોઈ બેસશો.

આમાં એમ થશે કે પ્રથમ તમને પુત્ર અલગ થતાં થોડા દિવસ ઉદાસીનતા પ્રકટશે, પણ જેમ જેમ દિવસો વિતશે તેમ તેમ તેનું વિસ્મરણ થશે. કારણ કે તમારી પાસેથી તો તે આરોગ્ય પૂર્વક સાજો નરવો પ્રસન્નતાથી પ્રયાણ કરતો જોશો. આ પ્રયત્નમાં ઘણે ભાગે તો એવુંજ બનશે કે તેને માથે રહેલું અલ્પાયુષ્યનું વિઘ્ન નિવારણ થઇ જશે, ને તે એક મોટો પ્રસિદ્ધ ચિરંજીવી થઇ પાછો તમને આવીને

મળશે. તથાપિ કદાચ દૈવવશાત્ મહાદેવજીનું વચન સત્ય થશે, તો તે કોઈક તીર્થની પુણ્યમયી ભૂમિમાં અવસાન પામશે તોપણ તેના આત્માની સદ્ગતિ થશે; પણ તેને શું થયું ? એમાંનું કાંઇ પણ તમારા બન્નેની દૃષ્ટિગોચર નહિ થાય, ને પુત્રનું મરણ તમારા જોવામાં નહિ આવે, તેથી તમને વિશેષ દુઃખ પણ નહિ થાય. પોતાના વહાલા દીકરાને મરણનું નિમિત્ત લાગતાં માતા પિતા શિથિલ બની બેભાન થાય છે, તેની વૃદ્ધિ થતાં હૃદયમાં દાહ પ્રકટે છે, પછી જીવનની આશા જેમ જેમ અરિષ્ટ દેખાતાં ઓછી સમજાય છે ત્યારે માતાપિતાજ જાણે મૃત્યુ પામતાં હોય એમજ થાય છે, ને પુત્રનું મરણ જ્યાં થાય છે ત્યારે સુકોમળ હૃદયનાં માતાપિતા થોડે ઘણે અંશે પણ શોક મુર્છામાં મરણ તુલ્ય વેદના ભોગવે છે; તેઓ પોતાના મરણનેજ તે વખતે વહાલું ગણે છે. પણ તે માતાપિતાનું અશુભ કર્મ મરણ નિપજવા દેતું નથી. પછી જન્મ પર્યન્ત પુત્રના વિરહાગ્નિમાં નિરંતર શેકાયા કરે છે. માટે હું કહું છું કે કોઈ ગમે તેવો વૈરી શત્રુ કે આતતાયી હોય તેને પણ પુત્રમરણ જોવાનો સમય પ્રભુ ના દેખાડે. માટે તમે બંને આ દારુણ કષ્ટથી મુક્ત થશો. સમીપમરણ કરતાં દૂરમરણ ઓછા દુઃખનું કારણ થાય છે, કારણ કે વિશેષ તો નિમિત્તો તથા મરણ સમયના દેખાવનું ચિત્ર હૃદયપર સુદૃઢ થઇ રહેલું હોય છે તે વારંવાર સ્મરણદ્વારા હૃદયમાં સંતાપ ઉપજાવે છે. માટે પુત્રનું તે અનિષ્ટ પણ તમારા જોવામાં નહિ આવે એટલાં તમે ઓછા

દુ:ખનાં ભાગી થશો.

મૃકંડમુનિ—હે દયાઘન! જેને સારું મે બાર હજાર વર્ષ સુધી તપ:ક્લેશ સહન કર્યા છે તેને માટે હું ક્યારે પણ અસાવધ રહી પ્રમાદ કરું? મેં મારા હૃદયપટ ઉપર આપનો ઉપદેશ અક્ષરશ: આલેખી લીધો છે ને સમય આવતાં તે પ્રમાણેજ હું કરીશ. આપે મારા માટે લીધેલા શ્રમ માટે હું આપનો નિરંતરનો આભારી છું.

સુદેહા—હે મુનિશ્વર! આપ લેશ પણ શંકા રાખશો નહિ, કે આપે બતાવેલા તે અમારા કર્તવ્ય કર્મમાં અમે જરાપણ ભૂલ કરી આપની આજ્ઞાનો લોપ કરીએ. આપે તો અમારા ઉપર મોટી કરુણા કરી, કે યથાર્થ માર્ગ બતાવ્યો. આપે અમારા બન્ને દંપતીમાં પુનર્જીવન સાધ્યું છે. અમે અમારા પુત્રના અલ્પાયુષ્યના દુખાગ્નિમાં નિરંતર દગ્ધ થયા કરતાં હતાં, તેમને આપે અમૃતવારી છાંટી શિતળતા પમાડી છે. અમારો અસાધારણ રોગ આપે નિવૃત્ત કર્યો છે. માટે હે દેવ! અમે લેશમાત્ર આપના ઉપદેશ પ્રમાણે વર્તન કરવામાં ભૂલ કરીશું નહિ આ સમયમાં આપે અત્રે પધારી અમને ખરા દુ:ખમાં ધૈર્ય આપ્યું અને સન્માર્ગનું દર્શન કરાવ્યું. અને જે અમારા પુત્રનો ભાવિમાં થનારા વિનાશને સંભારી, શોકાગ્નિથી સળગ્યા કરતાં હતાં, પુત્ર વિયોગના કષ્ટથી અંધ જેવા થઈ બેઠાં હતાં, તેમને આપે પીયુષધારા (અમૃતની ધારા)થી નવરાવી ચક્ષુઓનું દાન આપ્યું છે, એટલુંજ નહિ પણ અમારું સમગ્ર જીવન આપે સફળ કર્યું

છે. માટે તમને મારા મહેશ્વર કરતાં પણ શ્રેષ્ઠ માનું છું. હે મુનિશ્વર! તમે અમારા આ દીન દંપતી ઉપર જે ઉપકાર કર્યો છે તેનો પ્રતિબદલો વાળવા સર્વથા અશક્ત છીએ છતાં જગદીશ્વરની પ્રાર્થના કરતાં વિનવીએ છીએ કે અમને સંતુષ્ટ કરવાના પુન્યનો બદલો તે દયાઘન પ્રભુ આપને હજારો હાથે આપો. એટલું બોલી વિરમીએ છીએ.

આ ઉપદેશનો પ્રસંગ ચાલતાં માર્કંડેય સુદેહાના ઉત્સંગમાં હતો, તેથી તેના સાંભળવામાં આવતાં તેના સંસ્કારો પણ તેના તે કોમળ બાળ હૃદયપર પડયા. પરંતુ તે બાલક હોવાથી વાતનો સાર તેના જાણવામાં સ્પષ્ટ રીતે આવી ગયો. પણ સમય વધારે થઈ ગયો હોવાથી માતાના ખોળામાંથી ઉઠી બકદાલભ્યને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી પોતાના પિતાને અભિવંદન કરી, તેમની આજ્ઞા લઈ બીજા બાલકો સાથે રમવા ગયો.

તે પછી મુનિ બકદાલભ્યે પણ મૃકંડ અને સુદેહા પાસેથી અનુજ્ઞા માગી ત્યાંથી આગળ પ્રયાણ કર્યું

તે પછી કેટલાક દિવસો વ્યતીત થયા પછી જ્યારે માર્કંડેયને આઠમું વર્ષ બેઠું ત્યારે મૃકંડમુનિએ શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે પુત્રને યજ્ઞોપવીત ધારણ કરાવી, સરહસ્ય ગાયત્રી મંત્રનો ઉપદેશ કરી ત્રિકાળ સંધ્યાવંદન કરવા ને બ્રહ્મચર્યના પાલનપૂર્વક ગાયત્રી મંત્રના જપ કરવા પોતાના કુમારને આજ્ઞા કરી. તે પછી જ્યારે તેનો બારમા વર્ષમાં પ્રવેશ થયો ત્યારે મૃકંડ અને સુદેહાએ પોતાના કુમારને પોતા-

ની પાસે બોલાવી ખોળામાં બેસારી આ પ્રમાણે બોધ આપ્યોઃ-

ભાઇ મૃકંડ! આપણે તો બ્રાહ્મણ કહેવાઈએ. આપણું સાચું ધન તપ કહેવાય, આપણું આભૂષણ બ્રહ્મચર્ય કહેવાય, સદ્વિદ્યા એ આપણું શસ્ત્ર કહેવાય, જે સ્થળે કોઇ સંત, મહંત, સજ્જન, ઋષિ, મુનિ, જ્ઞાની, યોગી કે તપસ્વીઓ હોય તેમને અભિવંદન કરી આશીર્વાદો મેળવવા એ આપણો ઉદ્યોગ કહેવાય, અન્ય વર્ણને ઉપદેશ આપી અથવા બોધ આપી સન્માર્ગમાં સ્થાપવા એ આપણું કર્તવ્ય કહેવાય, સર્વ જાતિના જીવોને સંતોષ પમાડવો એજ આપણું અવતાર ધરવાનું પ્રયોજન કહેવાય, માટે તમરે હવે અહીં ઘેર નહિ બેસી રહેતાં અનુકૂળતા પ્રમાણે પૃથ્વી પર્યટણ કરતાં સમસ્ત ભૂમંડળનાં સમગ્ર તીર્થ યાત્રાઓ કરવી. સારા સારા મહાનુભાવ પુરુષોનો સહવાસ સેવી જ્ઞાનયોગ-રૂપ રત્નોનું ગ્રહણ કરી તેનો સંચય કરવો. તીર્થ બે પ્રકારનાં છે સ્થાવરતીર્થ ને જંગમતીર્થ. સ્થાવરતીર્થ તો જળ, માટી ને પથ્થર રૂપ હોય છે, તે કોઇનું સાક્ષાત્ કલ્યાણ કરી શકતાં નથી; પણ જંગમ તીર્થમાં કોઇ સન્યાસી, વાનપ્રસ્થ, ગૃહસ્થ કે બ્રહ્મચારી હોઇ નિરંતર તેઓ પ્રભુનું ભજન કરતા હોય છે, જેઓ બ્રહ્મનિષ્ઠ કે યોગી હોઇ અહનિશ અખંડ પરમાત્માનું સ્મરણ ધ્યાન કરનારા હોય છે તેવાઓને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરવા. તેમનો સત્સંગ કરી તેમની પવિત્રતમ ઉપદેશ રૂપ વાણીનું શ્રવણ કરી તેને વર્તનમાં મૂકવું. મહાપુરુષોનો સંગ એજ જીવોના સુખ ને કલ્યાણનું

કલ્પવૃક્ષ છે. એમ જાણી સદા મહાત્માઓનાં દર્શન અને સેવા ભક્તિ કરવી. મહાપુરુષો એવા અકારણ કરુણાના સાગર હોય છે કે તેનું કાંઇ વર્ણનજ થાય નહિ. મહાપુરુષો સમાન કોઇ ઉદાર નથી, કારણકે ઉદાર પુરૂષો માત્ર ધનજ આપી શકે છે પણ શૂર અને મહાત્માઓ તો અગત્ય પડે પોતાના પ્રાણ સુદ્ધાં આપી શકે છે. દધિચી ઋષિએ પોતાના શરીરનાં અસ્થિ સુદ્ધાં ઇંદ્ર જેવા દાન પાત્રને આપ્યાં હતાં, ને આચાર્ય ભગવાન્ શ્રીશંકરાચાર્યજીએ કાપાલિકરૂપી અતિથિને મસ્તક સુદ્ધાં આપ્યું હતું. પૃથ્વીમાં સર્વથી શ્રેષ્ઠ અને જગત્ પર અસંખ્ય ઉપકાર કરનારા મહાત્માઓ છે. મહાત્માઓની સ્તુતિ કરતાં સરખામણિમાં એવો કોઇપણ બીજો વધે એવો પદાર્થ નથી. શ્રીપરમેશ્વર કરતાં પણ મહાપુરુષો સારા છે. કારણ કે પ્રભુ જીવનાં કર્માનુસાર જન્મ આપી વેગળા રહેછે, પણ તેને ઉન્નતિ પમાડવા પોતે કાંઇ કરતા નથી. ને મહાપુરુષો તે કરી શકે છે.

માટે તમારે હવે સાચા મહાપુરુષોનાં દર્શનની અગત્ય છે. ને તેઓ બીજા કોઈ નગરો શહેરો કે બીજાં ગામોમાં મળી શકે નહિ. પણ જ્યાં પ્રભુએ અવતાર ધરીને લીલા વિગ્રહ શરીરોથી જ્યાં જ્યાં વિહાર કરેલો હોય છે એવાં તીર્થ સ્થળોમાં પોતે કોઇ કોઇ વાર જગતનાં મનુષ્યોપર ઉપકાર કરવા આવેલા હોય છે. માટે તેઓ તીર્થોમાંજ મળી આવે છે. માટે હે બાલ માર્કંડેય ! તમે હવે પૃથ્વી પર્યટન કરી મહાત્માઓના આશીર્વાદો મેળવી પૃથ્વી પર્યટન પૂરું

થતાં અહીં પધારજો. તમારે જે જે કોઇ મહાત્મા, સંત, સાધુ, ઋષિ, મુનિ, બ્રાહ્મણ, પંડિત કે કોઈ હરિજન, મળે તેને લાંબા થઈ સાષ્ટાંગ પ્રણામ કરવો. પ્રણામ કરવામાં કોઇની પરીક્ષા કરવી નહિ. કારણકે સર્વેનાં હૃદયમાં ને મસ્તકમાં જ્યોતિસ્વરૂપ–આત્મસ્વરૂપ–પરમાત્મસ્વરૂપ રહેલું છે. કોઈપણ માનવ કે બીજાં કોઇપણ પ્રાણી પરમાત્માના ચેતન સ્વરૂપથી ભિન્ન નથી. માટે તમારે સર્વને અભિવંદન કરતાં અચકાવું નહિ. ને જે આશીર્વાદો દે તે શ્રવણ કરવા. આ પ્રમાણે પોતાના પિતા મૃકંડનું કહેવું સાંભળી ઋષિકુમાર કહે છે:–

માર્કંડેય—પિતાજી! ભલે હું આપની આજ્ઞા શિરપર ધારણ કરું છું. મારો માત્ર બાર વર્ષનોજ અલ્પાયુષ્ છે, ને બારમું વર્ષ પૂરું થતાં મને મૃત્યુ પ્રાપ્ત થશે તો ભલે હું તેનો પણ સ્વીકાર કરીશ. જેઓ નિષ્પાપ અને વિશુદ્ધ છે તેમને મૃત્યુ શું કરનાર છે? મને મૃત્યુથી શી હાનિ થનાર છે? જેમ રાજ્યદ્વારમાં જવું એ અપરાધીને ભયરૂપ છે, પણ રાજાનું હિત કરનાર રાજાના મિત્રને રાજદ્વારમાં જતાં શો ભય લાગે? તેમ હું કે જે નિષ્પાપ છું તેને આલોક ને મૃત્યુનો લોક બન્ને સમાન છે. પણ પિતાજી! મને તો જોઇનેજ મૃત્યુ ભાગશે! ને હુ મૃત્યુનું અંકુશ બની થોડા દિવસમાં આપની સેવામાં વિદ્યમાન થઇશ. આ આપની આજ્ઞા થતાંની સાથેજ મારા હૃદયમાં અત્યંત આનંદ સ્ફુરે છે. અકારણ હૃદયમાં હર્ષ ભરાઇ આવે છે. ને મને જાણે કે પગલે પગલે અવનવો આનંદ હૃદયમાં ઉપજે છે. જરૂર મારું

વિઘ્ન દૂર થયું, એમ માનજો. પ્રથમજ મારા ઉપર મહાપુરુષોની દયા ના હોય તો ઋષિ શ્રેષ્ઠ બકદાલભ્યજી અહિં પધારેજ નહિ. ને તેઓ ન પધાર્યા હોત તો મને તમે મારાં માતા પિતા થઈને પૃથ્વીપર્યટનની રજા આપોજ નહિ. માટે મારું પુણ્યજ આ કાલે મને શુભ પ્રેરણા કરે છે. એમ બોલી બંને માતાપિતાના ચરણકમલમાં વંદન કરી માર્કંડેય કે જેણે દંડ કમંડળ અને આચ્છાદન માટે મૃગચર્મ તથા કોપિન ધારણ કર્યા છે તેણે માતાપિતાની અનુજ્ઞા લઇ પ્રયાણ કર્યું. એટલામાં જાણે જગતમાં અનાયાસજ પ્રાણીમાત્રનાં સંકટોનું શોધન કરી તેનું વારણ કરવારૂપી જેણે અસ્ખલિત વ્રત ધારણ કર્યું હોય ને જ્યાં ત્યાંથી દુ:ખીઆઓનેજ ખોળી કાઢવા નિકળેલા હોય તેમ તે પ્રમોદવર્ધન વનમાંજ બ્રહ્માના પુત્ર દેવર્ષિ નારદ આવતા હતા, તેજ પ્રથમ માર્કંડેયને મળ્યા; તે જોઇ માર્કંડેયે તો દંડકમંડળ ભૂમિપર દૂર મૂકી દઇ, તે નારદ ઋષિનાં બન્ને ચરણકમળમાં માથું મૂકી સાષ્ટાંગ પ્રણામ કર્યા. તે જોતાંજ જેમ પોતાને ધ્રુવજી મળ્યા હતા તેમ આ મુનિકુમારને ચરણમાં પડેલો જોઈ તે દેવર્ષિ નારદ કરુણાયુક્ત થઇ બોલ્યા કે "દીર્ઘાયુષ્માન્ ભવ" એટલે તે સાંભળી બુદ્ધિચાતુર્યસંપન્ન મૃકંડનો પુત્ર માર્કંડેય હસીને બોલ્યો કે અસ્તુ મહારાજ !

માર્કંડેય—મુનિરાજ! આપ કોણ છો! અને ક્યાંથી પધાર્યા! તે આ આપના શરણાગત નિરાધાર બાળને જણાવશો ?

નારદ—તું કોણ ! અને કોનો પુત્ર! ક્યાં જાય છે !

માર્કંડેય—કૃપાનાથ ! હું મૃકંડઋષિનો બાલક મારું નામ માર્કંડેય ને મારે તો માત્ર બારજ વર્ષનું આયુષ્ય છે. તે અલ્પાયુષ્ય શ્રીસદાશિવે નિર્માણ કર્યું છે. જુઓ મારા હાથમાં અલ્પ આયુષ્યની આ પ્રબળ રેખા માટે આપે તો મને દર્શન આપી પવિત્ર કર્યો, મારો જન્મ સફલ કર્યો. પણ આપ વચન ભ્રષ્ટ થશો કે કેમ ? કારણ કે આપનું વચન મને દીર્ઘાયુષ્ય વાળો નહિ કરે; ને મારું કદાપિ બારમે વર્ષે મરણ થશે તો આપનું વચન અસત્ય પડવાથી સર્વત્ર તમારી અપ-કીર્તિ થશે, તે તમારા જેવા સંભાવિતને માટે તો અપકીર્તિ મરણ સમાન ગણાય છે.

નારદ—હેં ! હેં ! માર્કંડેય ! તારું બારજ વર્ષનું આયુષ્ય છે ?

માર્કંડેય—હા, હા; મહારાજ ! આપ ભૂલી ગયા. માટે મને दीर्घायुष्मान् भव । એમ આપ બોલી ગયા. પણ હવે કાંઈ આપજેવા સત્પુરુષોથી આપેલું પાછું લેવાય છે ? બોલ્યું ના બોલ્યું કાંઈ થાય છે ? આપનાં વચન તો મેરુ ચળે તોપણ ચલિત થાય નહિ. આપનું વચન તો આકાશ પાતાળ એક થાય તોપણ ફરે નહિ. માટે મારે તો શું ગમે તેમ થાઓ. એકવાર મરવું તે મરવું. હું તો મરીશ તોય શું ? ને જીવિશ તોય શું ? પણ આપ જેવા સમર્થનું વચન જશે.

નારદ—( સ્વગત પોતે પોતાના મનથી બ્હેબ્હાકળા થઈ આમ તેમ જોતાં મનમાં વિચાર કરવા લાગ્યા ને પછી

બોલ્યા કે ) માર્કંડેય ! મારી પાસે આવ્ય, તારા હાથની રેખા બતાવ્ય જોય ?

**માર્કંડેય** નારદ મુનિ પાસે પોતાના જમણા હાથની હથેલી ધરી અલ્પાયુષ્યની રેખા બતાવવા લાગ્યો. કે જુઓ બાર વર્ષ જેટલા ટુંકા આવરદાની આ રેખા. આ જોઇ નારદ મુનિ સ્તબ્ધ બની ગયા. પછી સ્વસ્થ ને શાંત થઈ તેનાં માતાપિતાના કર્માશયનું ધ્યાનદ્વારા અવલોકન કર્યું તો માર્કંડેય તો શુદ્ધ લાગ્યા પણ માર્કંડેયની માતાના કર્માશયમાં વિશાળ-મતિ નામે રાજપુત્રને વિષપ્રદાનના પાપનો અંતરાય સમજ-વામાં આવતાં નારદ તો ઉપરાઉપરી નિશ્વાસ મૂકવા લાગ્યા; ને મનથી બોલવા લાગ્યા કે અરે રે ! આજ સુધી એવો ક્યાંઇ પણ મારે પ્રસંગ આવ્યો નથી કે ક્યારેય મારું વચન મિથ્યા થયું હોય. હવે આ બાલક માટે મારે શું કરવું ? જો હું અત્યારે એના ઉપર ઉપેક્ષાબુદ્ધિ કરું તો તે બિચારો મારા શરણમાં આવી મને સાષ્ટાંગ પ્રણિપાત કરીને નમ્યો, માટે મારાથી હવે તેનો તિરસ્કાર થાય નહિ. ને જ્યારે મારાથી એ બિચારાનું અલ્પાયુષ્ય મટી તે દીર્ઘાયુષ્ય ન થાય ત્યાં સુધી મારી પરોપકારિણી બુદ્ધિ શાની કહેવાય ? ને જેનામાં પરોપકારિણી બુદ્ધિનો અભાવ તે પ્રભુનો ભક્ત કે સાધુ શાનો ગણાય ? માટે હવે તો જ્યારે ત્યારે પણ જેને પ્રભુ પોતાનો માને છે તેનો ત્યાગ કરતા નથી. માટે મારે પણ તે માર્કંડેયને મારો માન્યો છે, તે યાવજ્જીવન સુધી તેનો ત્યાગ કરવો નહિ. ભલા ! બ્રાહ્મણ બાલ છે, એ

લાંબું જીવીને શું અધર્મ કે પાપ કરનારો છે? નહિ. એ તો બિચારો બ્રાહ્મણ ધર્મનું પાલન કરી, પોતાનું ધર્મ ધ્યાન કરશે. બાકી કોઇ દુષ્ટ કે પાપાત્મા અલ્પાયુષી હોઇ શરણે આવેલો હોય તો સુજ્ઞ પુરુષો તેની ઉપેક્ષા કરી સર્પને દુગ્ધ પાનની પેઠે ઉપકાર કરતા નથી. કારણ કે તે કામ થયા પછી જગતના કંટકરૂપ બની અધર્મ કરે છે. માટે મારે તો આ મુનિબાલનું હવે કામ કરવું. ખેર મારા દેહનો પણ તેના સુખ માટે ભોગ આપવો પડે તો આપીશ; પણ માર્કંડેયને દીર્ઘાયુષી કરીશ. એમ ધારી તેઓ ઋષિકુમાર પ્રતિ બોલ્યા કે-

**નારદ**—હે માર્કંડેય! તને અલ્પાયુષી નહીં પણ અનેક-વાર દીર્ઘાયુષી હું જોઉં છું. મારા રક્ષણ તળે રહેલા તારો કોણ નાશ કરનારો છે? હમણાં હું પણ તને મારો આશ્રય તો છે ને બીજા મારાથી પણ મોટાઓનો આશ્રય અપવું છું; તું ચાલ્ય મારી સાથે.

તે પછી નારદમુનિ તે માર્કંડેયને લઈ બદરિકા-શ્રમમાં ગયા. ત્યાં એક પાસ તરણતારણિ ભગવત્પદી ગંગા-જીના પુનિતોદક પ્રવાહની શીતલ ઉર્મિઓ ઉછળ્યા કરતી હતી. પાસે એક સુંદર બોરડીનું વન હતું ત્યાં બોરડીનાં પણ ઘણાં સારાં ઉંચાં પહોળાં વિશાળ વૃક્ષોની ઘટા ઝામી રહેલી હતી. ત્યાં ગુપ્તપણે નારદે જઇ એક બોરડીના વૃક્ષ તળે પાંચ પાંચ વર્ષના સુંદર અને બ્રહ્મતેજના પુંજથી શોભતા દીગંબર ( વસ્ત્ર વિનાના ) અને પદ્માસનવાળી ધ્યાનસ્

વસ્થિત થયેલા ચાર બાલકો બતાવ્યા પછી તે માર્કંડેયને કહ્યું કે તું એક પાસેના વૃક્ષની ઓથે સંતાઇ રહે ને હું પણ અહીં આ પાસેના વનમાંજ છું, તે આ પુરુષો આંખો ઉઘાડે એટલામાં આવું છું. પણ આ મુનિ કુમારો જ્યારે ધ્યાનમાંથી વ્યુત્થાન પામી આંખો ઉઘાડે કે તુરતજ તારે ત્યાં દોડીને જવું ને તે ચારેના સામો ઉભો રહી તારે સાષ્ટાંગ પ્રણામ કરવો. ને તે તને શો આશીર્વાદ દે છે? તે તારે સાંભળવો. એમ કહી નારદ તો તે વનમાં ફરવા લાગ્યા. પણ પછી થોડીવારમાં તે ચારે પુરુષોએ નેત્રો ઉઘાડ્યાં, તે જોઇને દંડ કમંડળ અને મૃગચર્મ ભૂમિપર મેલી તે માર્કંડેય તેમની પાસે જઈ સાષ્ટાંગ પ્રણામ કરી બે હાથ જોડી ઉભો રહ્યો, જેવો તે પુરુષોને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ તે માર્કંડેયે કર્યો કે તે ચારે બાલમહાત્માઓ એક સાથે ઉચ્ચાર કરી બોલ્યા કે અખંડાયુષ્માન્ ભવ. એટલામાં ત્યાં માર્કંડેયને સાષ્ટાંગ પ્રણામ કરતો જોઈ નારદમુનિ ત્યાં આવ્યા ને તે બાલસ્વરૂપધારી સનકાદિકોએ દીધેલો આશીર્વાદ સાંભળીને નારદજી બોલ્યા—

દેવર્ષિ નારદ—અરે મહારાજ! તમે આ શું અવિચાર્યું કામ કર્યું? આપ જેવા મહાનુભાવપુરુષને મિથ્યા ભાષણ અને વિશ્વાસઘાતનું પાપ કરવું સંભવે?

સનકાદિક શંકિત અને ભયભીત જેવા થઈ બોલ્યા કે અમે શું મિથ્યા ભાષણ કર્યું? ને શામાં કોનો વિશ્વાસઘાત કર્યો?

નારદ—આ શરણાગત બાળકનો !

સનકાદિક—અરે નારદ ! તમે આવું અવળું કેમ બોલો છો ? એને તો અમે પ્રણામાંતે 'અખંડાયુષ્માન્ ભવ' એમ કહી યોગ્ય આશીર્વાદ દીધો તે યુક્ત કહેવાય કે અયુક્ત ? ને વિશ્વાસઘાત ક્યારે કર્યો ?

નારદ—હા, આપે આશીર્વાદ તો યોગ્યજ દીધો પણ એથી જ્યારે વિપરીત થાય ત્યારે બાળકને તો એમ લાગે કની કે મને સનકાદિક જેવાઓએ પણ આશીર્વાદ દઈ ચિરાયુષી થવાની આશા દીધી, છતાં મારાથી તેમ ના થવાયું. તેથી કહીને જ્યારે ના અપાય ત્યારે જેની શાસ્ત્રમાં નિષ્કૃતિ નથી બતાવી, એવું વિશ્વાસઘાતનું પાપ આપને લાગે કની ? તો એવું પાપ કરવું આપ જેવા મહાત્માને ઘટે ?

સનકાદિક—[ રોષમાં આવીને ] કેમ અમારા કહેવા પ્રમાણે ના થાય ? વૈકુંઠમાં અમે ગયા હતા ત્યાં શ્રીવિષ્ણુ ભગવાન્‌ના પાર્ષદોને પણ શાપ આપ્યો હતો; ને શ્રીવિષ્ણુ ભગવાન્‌ને પણ તેમના શાપનું પાલન કરવા અવતાર લેવો પડયો હતો. તો અહિં અમારું બોલવું કેમ સિદ્ધ ન થાય ? ભલે સૂર્ય નારાયણ પ્રાચી( પૂર્વ )માં ઉગે છે તે પ્રતિચી ( પશ્ચિમ )માં ઉગે, પણ અમારું વચન મિથ્યા થાય નહિ. ભલે અભ્ર ( આકાશ )નીચે જાય ને ભૂતળ ઉપર આવે, પણ અમારું વચન ફરે નહિ ભલે અગ્નિમાં શૈત્ય ( ઠંડક ) પ્રકટે, ને હિમગિરીમાં દાહકપણું આવે, પણ અમારું વચન ફરે નહિ. ભલે વિષ્ણુભગવાનનું સુદર્શન, મહાદેવનું ત્રિશુલ,

જગદંબાનું ખડ્ગ, ઇન્દ્રનું વજ્ર ને યમરાજનો દંડ શક્તિહીન થઇ પાછાં ફરે, પણ અમારું વચન ફરે નહિ.

નારદ—ભલે અસ્તુ મહારાજ! અમે પણ એજ માગીએ છીએ કે આપનું વચન સફલ થાઓ. પણ આ મૃકંડના પુત્ર માર્કંડેય છે, તે જ્યારે એનાં માતા પિતા અપ્રજ હતાં ત્યારે તે બન્નેએ શંકરની આરાધના કરી હતી. તેથી જ્યારે બાર હજાર વર્ષ વિત્યાં ત્યારે સદાશિવ પ્રસન્ન થઇ તેમને માત્ર બારજ વર્ષનું આયુષ્ય નિર્મી આ પુત્ર આપ્યો છે. તે હું એક વાર એ પ્રમોદવર્ધન વનમાં જતો હતો ત્યાં આ બાળક આપના ભણી આવતો હતો, તે અનાયાસ મને સામો મળિ ગયો, ને મને તેણે અભિવંદન કર્યું, ત્યારે મારાથી પણ આપની પેઠે અજાણપણે એ બાળકને દીર્ઘાયુષ્માન્ ભવ કહેવાઇ જવાયું છે; પણ પછી એ ચતુર બાલકે તેનો વૃત્તાંત કહી બતાવ્યો. ત્યારે પછી તેને મેં આશ્વાસન આપ્યું, ને આપના આશ્રયમાં લઇને હું આવ્યોછું.

સનકાદિક—ત્યારે તો આ તમારીજ યુક્તિનો પરિણામ જણાય છે ને શું?

નારદ—શું કરું ત્યારે? આજ સુધી મારે એકલાને ઉચાટ હતા ને હવે આપણુ પાંચ થયા.

સનકાદિક—તારે હવે કરવું શું?

નારદ—તમે કહો એ.

સનકાદિક—ગમે તેમ થાય પણ આપણાં વચનો મિથ્યા ના થવાં જોઇએ ને બાળકનું પણ કાર્ય સિદ્ધ

થવું જોઇએ.

નારદ—એજ કરવાની અગત્ય છે; બોલો તમે ત્યારે, તેને માટે શું આપણે કરવું ?

સનકાદિક—શું કરવું શું ચાલો એને લઈ બ્રહ્મ લોકમાં જો બ્રહ્માજી એને એમને એમ આશીર્વાદ દે તો તો ભલે, નહિ તો આપણે એમની પ્રાર્થના કરીને એનું આયુષ્ય માગી લઇશું.

નારદ—ભલે, ચાલો, પણ આ બાળક સત્ય લોક સુધી કેવી રીતે ચાલશે ?

સનકાદિક-આપો એને અંતરિક્ષ ગમન કરવાની શક્તિ ?

નારદ—આપની પાસે ક્યાં નથી ?

સનકાદિક—પણ પ્રથમ એનો તમે હાથ ઝાલ્યો છે.

નારદ—તમે ક્યાં નથી ઝાલ્યો ? હવે તો તમે ને હું બન્ને સરખા સંકટમાં છીએ.

સનકાદિક—આ સંકટ જેવું તેવું નથી; સૃષ્ટિ સંહાર કરનારા સદાશિવ સાથે વૈર સાધ્યું છે. કદાચ એને માત્ર આપણાં વચનોથી મૃત્યુ નહિ લઇ શકે તો પછી પોતાનું વચન પાળવા માટે સદાશિવ પોતે પોતાના નંદી, ભૃંગી, વીરભદ્ર અને બીજા કેટલાક પ્રમથ ગણનું યુથ લઈ આપણી સાથે યુદ્ધ કરવા આવશે, તો આપણે શું કરીશું ?

નારદ—તો તો હું સદાશિવને પહોચ્યું એમ છું.

સનકાદિક—શું કરશો ? આ તમારું વિણાયંત્ર આડું ધરશો ?

નારદ—ના, ના, એ ઉપાયમાં તો પછી મારી પ્રશંસનીય યુક્તિઓ કામમાં લાગવાની. એમાં તો આપણા પિતા બ્રહ્માનુંય નહિ ચાલવાનું. કારણ કે તે જો યુદ્ધમાં ચઢીને આવે તો તો આસપાસનાં વ્યૂહો જોઇને એમના વાહનરૂપ હંસ એમને લઇનેજ તુરત ઉડી જાય ને બ્રહ્માનું કમંડળ ક્યાંય પડી જાય ?

સનકાદિક—ત્યારે બીજો શો ઉપાય ?

નારદ—આ બાળકને લઈ વિષ્ણુભગવાનની શરણે જાઉં, ને તેઓ તેનું રક્ષણ કરી શકે; કારણ કે બાણાસુરના યુદ્ધમાં વિષ્ણુસ્વરૂપ શ્રીકૃષ્ણે સદાશિવને મોહ પમાડી પોતાના પૌત્ર અનિરુદ્ધનું રક્ષણ કર્યું હતું. તેજ પ્રમાણે ભગવાન્ પોતે આ માર્કંડેયનું રક્ષણ કરી શકે.

એ પ્રમાણે સંવાદ થયા પછી સર્વે બ્રહ્મલોક જવા તત્પર થયા, ને સનકાદિકે માર્કંડેયને અંતરિક્ષ ગમન કરવાની દિવ્ય શક્તિ આપી. પછી નારદ, સનકાદિક ( સનક, સનંદન, સનાતન અને સનત્કુમાર ) ચાર ને માર્કંડેય બ્રહ્મલોકમાં સીધાવ્યા ત્યારે ત્યાં પૂર્વાહ્નકાળ ચાલતો હતો, ને અસંખ્ય ઋષિઓની મંડળી પદ્માસન પર બિરાજેલા બ્રહ્માનાં ફરતી વીંટાઇ વળેલી હતી, સુગંધીમાન્ ધુપ ચાલ્યા કરતા હતા, ને ચતુર્વદન બ્રહ્મા ચારે મુખથી વેદનું વ્યાખ્યાન કરતા હતા. તે તે સર્વેએ જોયું તેથી પ્રથમ તો તે છએ જણા ખમચાયા ને એકાંતમાં જઈ માર્કંડેયને સનકાદિકે તથા નારદે આ પ્રમાણે સમજાવ્યો.

સનકાદિક અને નારદ—માર્કંડેય! જો આપણે બ્રહ્મલોકમાં આવ્યા. આ મોટો ઋષિ સમાજ ભેગો થઇને બેઠો છે, ઓલ્યા સભામાં ઉંચા કમળના આસને બિરાજેલા છે તે આ સર્વ લોકના પિતામહ, વૃદ્ધ અને સૃષ્ટિના બનાવનાર બ્રહ્મા કહેવાય છે. ને એ અમારા તો પિતા થાય છે.

માટે કથાનો સમય હવે થઈ રહેવા આવ્યો, માટે જ્યારે આ કથા થઇ રહેશે, ત્યારે ઉત્તર મંગલાચરણ બોલાશે, ને તે બોલાઈ ગયા પછી સર્વ ઋષિમંડળ કથાની અંતે પ્રણામ કરી કરીને પોત પોતાનાં સ્થાનકોએ જશે. અત્યારે જો તું, ને અમે બધા જઈ સભામાં દાખલ થઈએ તો બ્રહ્મા ઘણાજ સ્વસ્થ રહીને ગંભીર ચિત્તે વેદોનું વ્યાખ્યાન આપે છે, માટે તારુ ભાવી જાણી જઇને જો તને બાપનો આશીર્વાદ ન દેતો અમારો પ્રયત્ન નિષ્ફળ જાય, માટે તું અહીં રહે ને અમે બધા તે બ્રહ્મસમાજમાં પ્રવેશ કરી બ્રહ્માના સમીપમાં બેસીએ છીએ. પણ ઉત્તર મંગળાચરણ થઇ ગયા પછી જ્યારે આ શ્રોતાઓરૂપ ઋષિમંડળ પ્રણામ કરે તેની સાથે તું પણ એક પડખે આવી તેમની દૃષ્ટિ પડે એમ સાષ્ટાંગ પ્રણિપાત કરી, અમારી પાસે આવીને બેસજે. એમ કહી સમજાવીને નારદ તથા સનકાદિક તે બ્રહ્માની સભામાં જઈ બ્રહ્માને પ્રણામ કરીને સભામાં બેઠા.

અહીં માર્કંડેય ઉત્તર મંગલાચરણ થવાની વાટ જુએ છે, તે સમય થયે મંગલાચરણ થવા માંડ્યું ને ઋષિ મંડળ ઉઠી ઉઠી સ્વસ્થાને જવાની અનુજ્ઞા માગતાં બ્રહ્માને પ્રણામ

કરવા માંડ્યા. તે જોઇ તત્પર રહેલો માર્કંડેય પણ પહોંચ્યો ને બ્રહ્માજીનાં પદસરોરુહમાં મસ્તક મેલીને સાષ્ટાંગ દંડવત્પ્રણામ કર્યો; ત્યાં આ સુંદર બાલને જોઇ મોહ પામેલા બ્રહ્મા બોલ્યા કે ચિરંજીવી ભવ (ચિરંજીવી થા) એ વચન તો નારદ ને સનકાદિકે સાંભળી પ્રસન્ન થયા ને મનમાં વિચારવા લાગ્યા કે આપણા તો સિદ્ધમનોરથ થયા. પછી ત્યાં ને ત્યાં બેસી રહ્યા ને વ્યાખ્યાન સાંભળવા આવેલા બીજા છુટા છવાયા ઋષિઓ પણ ત્યાં ફર્યા કરતા હતા, તે શ્રોતૃવર્ગના તમામ મુનિઓને વિસર્જિત થવાની રાહ જોવા લાગ્યા. એવામાં તે સર્વ પણ સ્વસ્થાને ગયા પછી નારદ સનકાદિક ને માર્કંડેયજ રહ્યા. ત્યારે બ્રહ્માએ તેમને કાર્ય પ્રયોજનની પૃચ્છા કરી, ત્યારે સનકાદિકે બ્રહ્માને કહ્યું:—

સનકાદિક—આ માર્કંડેય ભૂલોકમાં પ્રમોદવર્ધન વનમાં રહેનારા સુપ્રસિદ્ધ મૃકંડ મુનિનો બાળક છે.

બ્રહ્મા—હા, મૃકંડ મુનિને ઓળખ્યા; જેમણે બાર હજાર વર્ષ સુધી મહાદેવજીનું તપ કર્યું એ.

સનકાદિક—પિતાજી! હા, એજ મૃકંડનો આ બાલ છે. એનાં માતા પિતાને તપના ફલમાં સદાશિવે એ બાલકનો માત્ર બાર વર્ષનોજ આયુષ્ય નિર્મીને આપ્યો છે. એક દિવસ આપના પુત્ર નારદ સ્વેચ્છાથી પ્રમોદવર્ધન વનમાં ગયા ત્યાં આ બાલક તેમને મળ્યો ને બાળકે પ્રણામ કર્યો, તેના બદલામાં નારદે આશીર્વાદ દીધો કે દીર્ઘાયુષ્માન્ ભવ। પણ પછી તો નારદ આ બાળકને મહાદેવજીએ બાર વર્ષનો

આયુષ્યઆપેલો છે એમ જાણીને પસ્તાયા, ને પછી અમારી પાસે બદરિકાશ્રમમાં તેને તેડીને આવ્યા; ત્યાં અમને પ્રણામ કરતાં અમારાથી પણ 'अखंडायुष्मान् भव' એવો આશીર્વાદ દેવાયો છે, ને ત્યાંથી અમે હવે આપનો આશ્રય લેવા તેને લઇ અહીં આવ્યા છીએ. માટે હવે જે તે પ્રકારે એને બારમે વર્ષે મૃત્યુ પ્રાપ્ત થાય નહિ એવો ઉપાય કરો; નહિ તો આપણાં બધાનાં વચનો વૃથા જશે તો જગત્‌માં હાંસી થશે.

બ્રહ્મા—હશે ત્યારે એ તો જે થયું તે ખરું, પણ હવે તમે એને માટે શું કરવા ધારો છો ?

નારદ—મારો તો એવો વિચાર છે કે વૈકુંઠમાં જઈ એને સારું વિષ્ણુ ભગવાન પાસે આયુષ્યની માગણીજ કરીએ.

બ્રહ્મા—નારદ ! એ તમારું ધારવું તો સત્ય છે, પણ આપણી પેઠ શ્રીવિષ્ણુ ઝટ સ્વમુખથી આશીર્વાદ દઇ બોલી દે એવા નથી. માટે ત્યાં ના જતાં પ્રથમ શેષનારાયણ કે જે અહર્નિશ શ્રીપરમાત્માના ધ્યાનમાં મગ્ન થઈ-સ્વરૂપાકાર થઈ પોતે સહસ્ર ફણાઓમાં માત્ર એકજ ફણા ઉપર સર્ષવના દાણાની પેઠે સમસ્ત ભૂમંડળને ધારણ કરી રહ્યા છે, તેમની પાસે જઈ બાળકની પાસે સાષ્ટાંગ પ્રણામ કરાવો ને તે જો સહસ્ર મુખથી બાળકને આશીર્વાદ દે તો જાણજો કે આપણાં વચન સત્ય થયાં; ને જો કાંઈ તે ન બોલે તો અવશ્ય આપણાં વચન મિથ્યા થયાં એમ સમજજો. પણ હું એટલું કહું છું કે તમે બન્નેએ આ માર્કંડેયનો હાથ ઝાલ્યો છે માટે અવશ્ય તે મૃત્યુભયથી મુક્ત થશે. મારો અંતરાત્મા આ

બાળકનું અલ્પાયુષ્ય જોતો નથી. માટે તમને યશ અને વિજય પ્રાપ્ત થશે. પણ તમે જે પ્રયત્ન કરવા ધાર્યો છે તે તમને ઉચિત વિશ્વાસ મળે ત્યાં સુધી આ બાળકને છોડશો નહિ. ને જે એના કાળનું નિવારણ કરે તેનો ચોક્કસ વિશ્વાસ જાણ્યાવિના એને સૂનો મુકશો નહિ, ને એને અવશ્ય પોતાનો ગણીનેજ એનું જેટલું શ્રેયસ્ થાય તેટલું તમે કરો. તે પછી બ્રહ્મા બ્રહ્મલોકમાં રહ્યા; ને નારદ તથા સનકાદિકે માર્કંડેયને લઈ પાતાળમાં પ્રયાણ કર્યું. પાતાળના મધ્ય ભાગમાં એક ભવ્ય–સુશોભિત–મણિ રત્નમય મંડપ છે; જેમાં સ્ફાટિક મણિનો પ્રકાશ સર્વત્ર પ્રસરી રહેલો છે. પુષ્પરાગ મણિના સ્તંભ છે, માણિક્ય અને નીલમણિનો ચોક છે, મુક્તા અને વજ્રમણિનાં તોરણો બાંધેલાં છે, અનેક પ્રકારના નાગ જાતિના દેવો અને દેવીઓ શ્રીશેષભગવાન્‌ની નિગમ વાણીથી સ્તુતિ કરે છે. આપો આપ શ્રીઅનંત ભગવાન્ પોતે અચલાસન પર બિરાજી અર્ધોન્મીલિત નેત્રો રાખી પોતાના અંતરમાં પોતાના સ્વરૂપનું અખંડ ધ્યાન કરતા શાંત થઈ બિરાજેલા અને પોતાની સહસ્ર ફણાઓમાં માત્ર એકજ ફણા ઉપર સમસ્ત ભૂમંડળ ને સર્ષવના કણની પેઠેજ ધારણ કરી પોતે સ્થિર થઇ રહેલા છે. ફરતા અન્ય ઉપાસક દેવો તેમનું ધ્યાન કરતા તેમનાં નેત્રોનું ઉન્મીલન થવાની વાટ જોતા બેઠેલા છે. શ્રીશેષભગવાન્ પોતાના તે સ્વરૂપથી ધ્યાન વિનાનો સમય પ્રભુસ્વરૂપનું પ્રતિપાદન કરવામાં, વર્ણન કરવામાં અને સ્તુતિ કરવામાં નિર્ગમે છે.

અહીં જે સમયે નારદ, સનકાદિક અને માર્કંડેય આવ્યા ત્યારે શેષજી ભગવાન્ ધ્યાનાવસ્થિત હતા, તેથી કોઇને પણ તેમના વ્યુત્થાનની શંકાથી તે સભામાં આવવાનો તેમના કિંકરો ઘણે ભાગે અટકાવ કરતા હતા. પરંતુ તેમનો સમય પૂર્ણ થવાથી અન્યના પ્રવેશનો અટકાવ બંધ થયો; ત્યારે અનુચરે નારદ તથા સનકાદિકને સભામાં પ્રવેશ કરવાની આજ્ઞા આપી. એટલે નારદે સનકાદિકે અને માર્કંડેયે તે સભામાં પ્રવેશ કર્યો. તેમાં પ્રથમ તે ઋષિ કુમાર માર્કંડેયને જ તેમણે મોકલ્યો, ને માર્કંડેયે અનંત ભગવાન્ પાસે જઇ સાષ્ટાંગ પ્રણામ કર્યા, ત્યારે જેનું હૃદય દયાના બાહુલ્યથી ભીંજાઇ રહ્યું છે તેમણે સહજ મુખથી આશીર્વાદ દીધો કે હે ચિરંજીવી! "अखंडायुष्मान् भव" પછી નારદ અને સનકાદિક પણ સભામાં ગયા; ને તેમણે પણ પ્રણામ કર્યા, શેષનારાયણે તેમને પણ ઉચિત વાક્યોથી આશીર્વાદો દીધા.

તે પછી શેષનારાયણે પોતાના શિષ્ય સનકાદિકને કહ્યું કે કેમ અત્રે આગમન થયું? આ નારદને તો ઓળખ્યા; પણ સાથે જે મુનિકુમાર છે તે કોણ છે?

સનકાદિક—કૃપાનાથ! એ મૃકંડ ઋષિનો બાલક છે, ને અમે એને માટેજ આવ્યા છીએ. એ બાલકને એના માતા પિતાની તપશ્ચર્યાના ફળમાં બાર વર્ષનો આયુષ્ય નિર્મિ સદાશિવે આપ્યો છે. માટે તે અલ્પાયુષીની આયુષ્ય વૃદ્ધિ માટે અમે આપની પાસે આવ્યા છીએ. માટે આપ એને સાચો ચિરંજીવી અથવા દીર્ઘજીવી કરો, અમે જાણ્યું તો ખરું

કે આપે પ્રથમજ એને ચિરંજીવી કહીને બોલાવ્યો તેથી આપનું અમોઘ વચન કદાપિ મિથ્યા તો થાયજ નહિ, તથાપિ મહેશ્વરના વચનથી અમે બીએ છીએ.

શ્રીશેષભગવાન્—હે વિધિપુત્રો ! તમને ધન્ય છે. તમારો ઘણોજ સ્તુત્ય પ્રયાસ જોઇ તમને કહું છું કે તમારી આવી પરોપકારિણી બુદ્ધિને અનેકવાર ધન્ય છે. આમાં આ બિચારા બ્રાહ્મણ પુત્રને આયુષ્યનો લાભ થશે, તેનાં માતાપિતાને નવું જીવન પ્રાપ્ત થશે ને તમને કીર્તિ અને પરોપકૃતિના મોટા પુણ્યનો લાભ થશે. પણ તમે જે આ આરંભેલું કાર્ય છે તે પૂરો ભરોંસો પડયા વિના પડયું ના મેલશો. ને ખરેખાત આ બાલ ચિરંજીવીજ થશે. કારણ કે જો તે અલ્પજીવી હોત તો મારાથી એવો કરુણાથી ભીજાયેલા હૃદયથી આશીર્વાદ નજ દેવાત. મારા હૃદયમાં સ્વાભાવિક એ બાલક દીર્ઘજીવી છે, એવી મારો અંતરાત્મા સાક્ષી આપે છે. એ જો કે અત્યાર સુધીમાં અલ્પ જીવી હશે, પણ પરિણામે તે દીર્ઘજીવી થશે કોઇ પ્રભુનો લલ એને દીર્ઘજીવી કરશે. માટે પૃથ્વીમાં ગુપ્તપણે રહેલા કોઇ એવા અમોઘ પ્રતાપીને તમે ખોળી કાઢો. પણ મારા ધારવામાં એમ આવે છે કે તમે અહીંથી બીજે નહિ જતાં પાધરા વૈકુંઠમાં સિધાવો, ત્યાં તમારું કામ સિદ્ધ નહિ થાય તો તમારું કામ કરનાર તમને કોઇ અન્ય જડશે; કારણ વિષ્ણુ ભગવાન્નું કાંઈ અજાણ્યુ નથી. માટે પોતે સમ્યક્ પ્રકારે ચઉદે લોકોને નિરંતર પોતાના હૃદયમાં જોનારા

હોવાથી તમને તે તુરતજ કોઈ મહાપુરૂષ બતાવશે. એટલે તમારા ત્યાં જવાથી તમારું આ આરંભેલું કામ સિદ્ધજ થઇ જશે. એક તો પ્રભુ દયાઘન છે, બીજું તમે તેમના અનન્ય ભક્ત છો, માટે આપનું કામ ત્યાં જવાથી સિદ્ધ થશે.

ઉક્ત રીતે શેષનારાયણનાં મનોરમ વચનો સાંભળી-ને માર્કંડેયને સાથે લઈ, નારદ તથા સનકાદિક વૈકુંઠમાં ગયા. તો પ્રભુના દ્વારપાળો ભયભીત થઇ આમ તેમ નાશ ભાગ કરવા લાગ્યા, ને વિષ્ણુ ભગવાન્ પાસે આવી કહેવા લાગ્યા કે મહારાજ ! બચાવો ! બચાવો ! હે દીનત્રાણ ? આ-જે વળી શું ઉંધું ચતુ થવાનું છે ?

શ્રીવિષ્ણુ ભગવાન્--શું છે ? શું છે ! શામાટે નાશ-ભાગ કરો છો ?

દ્વારપાલો--હે અનાથના નાથ ! ઓલ્યા જય વિજયને શાસન કરનારા વિપ્રબાલો પાછા વૈકુંઠમાં આવ્યા છે ! પણ તે તો ચાર હતા, ને આ તો વળી છ જણા ભેગા થઇને આવ્યા છે ! માટે કોણ જાણે વકુંઠમાં શીએ ઉથલપાથલ થશે ! પણ પ્રભો ! અમને આપશ્રી બચાવજો. અમે સૌ આ બાલ વૃદ્ધ કુટુંબ સહિત આપનાજ છીએ. માટે હે દેવાધિ દેવ ? અમને સુરક્ષિત રાખશો.

શ્રીવિષ્ણુ ભગવાન્--એતો ખરું, પણ તમે સૌ સૌનાં સ્થાનકો ઉપર જઇ દોઢીઓનું સંરક્ષણ કરો. અહીં કેમ સંધા ભેગા થઈ ગયા છો ?

દ્વારપાલો--એતો ખરું, પણ તે આવેલા છ બ્રાહ્મણોને

તે દોઢીઓમાં પ્રવેશ કરવા દેવો કે રોકવા ?

શ્રીવિષ્ણુ ભગવાન્—તમારે પણ વૈકુંઠનો ત્યાગ કરી જય વિજયની પેઠે મૃત્યુલોકમાં જવું હોય તો ખાળજો. નહિ તો એ કારુણ્યસાગર, શીતળાહૃદય, અકારણદયા કરવાના સ્વભાવાળા મુનિઓ કે જેઓ સહજ પ્રસન્ન થવામાં કૃપાના ભંડારરૂપ છે, તેમને સરલતા, વિનય, નમ્રતા અને પ્રણામો વડે પ્રસન્ન રાખી તેમને પહેલી દોઢીથી મારા અંતઃપુર સુધી સુખપૂર્વક પ્રવેશ કરાવજો. તમે તેમના અપરાધમાં નહિ આવો તો જાણજો કે નિરંતર તમે સુરક્ષિતજ છો; ને જો તેમનો તમારાથી લેશ માત્ર અપરાધ થયો તો હું પણ તમારો નથી. મારો અપરાધ જો તમે કર્યો હોય તો તે તમને ક્ષમા આપી શકે; પણ મારાથી જો તેમનો અપરાધ થયો હોય તો મારે પણ તે અપરાધનું જે શાસન તે કરે તે મારે પણ સ્વીકારવું પડે તો તમારી તો વાતજ શી ?

બ્રાહ્મણકુળનું માન વધારનારાં શ્રીવિષ્ણુનાં વચનો સાંભળી પોળીઆઓ માંહો માંહી વાતો કરવા લાગ્યા કે જેવું કલિયુગમાં રાજકુટુંબના અધિકારીઓનું માન, તેવુંજ અહીં વર્તમાનમાં બ્રાહ્મણોનું માન છે. ને શું બ્રાહ્મણોનું માન ! શી શ્રેષ્ઠતા ! ને શો ઉત્કર્ષ ! સર્વ લોકાધિશ શ્રીમહાવિષ્ણુ તે પણ જેની આજ્ઞાને અધીન થાય છે. ધન્ય છે બ્રહ્મત્વને !

એટલામાં દ્વારપાલોનું યુથ બધું ભેગું થઇને સૌ સૌનાં દ્વારોપર આવીને બેઠું એટલામાં શ્રીનારદ, સનકાદિકો અને માર્કંડેય બધાએ વૈકુંઠનાં દ્વારોમાં પ્રવેશ કરવા મંડ્યા એટ-

લામાં પૂર્વની વાત શ્રીનારદ જાણતા હતા માટે વિનોદને સારુ શ્રીનારદજી દ્વારપાલોને કહેવા લાગ્યા કે—

નારદ—ભાઇઓ ! હું તમારો અપરાધી નથી; પણ આ સનકાદિકોએ તમારા પૂર્વજો જય-વિજયનું અપમાન કર્યું છે માટે એમને પ્રવેશ કરતાં વારજો.

દ્વારપાલો—નમન કરતા, સંકોચાતા, બીતા અને ધ્રુજતા તેનો પ્રત્યુત્તર આપવા લાગ્યા કે મહારાજ ! એ જય વિજયના વંશજો, ન્યાત, જાત કે કુલના પણ અમે નથી. મહારાજો ! જેવા અમે પ્રભુના સેવકો છીએ તેવા આપના પણ છીએ માટે અમારા આ વિનયપૂર્વક થતા પ્રણામો સ્વીકારો, ને આ આપના દાસોને સેવાની આજ્ઞાઓ ફરમાવો.

સનકાદિક—તમારું કલ્યાણ થાઓ, ને તમે સર્વ સુખ શાંતિ ભોગવો.

તે પછી સાતે દોઢીઓ ઉલંઘી માર્કંડેય તે મુનિમંડળ સાથે પ્રભુના અંતઃપુરમાં ગયા.

નારદે પ્રથમથીજ માર્કંડેયને કહી દીધું હતું કે જેમને ચતુરબાહુ છે ને પ્રત્યેક ભુજાઓમાં ક્રમે ઉપરના જમણા હાથની તર્જનીપર સુદર્શન ચક્ર ધર્યું છે; જમણી નિચેની ભુજામાં કૌમોદકી ગદા ધારણ કરી છે, ડાબા હાથની ઉપરની ભુજામાં શંખ અને નીચેનીમાં સુંદર કમળ લીધેલું છે એવા અને કરોડો કામદેવોના રૂપને લજવે એવું જેમનું લાવણ્ય છે, ઘનશ્યામ સ્વરૂપ, મકરાકૃત કુંડળ અને માથે રત્નસાર ખચિત ( જડીત ) મુકુટ પહેર્યો છે. હૃદયમાં કૌસ્તુભમણિ

શોભે છે, શુક સમાન અણિદાર સુંદરનાસા શોભે છે, પદ્મનાં દલ જેવાં અણીઆળાં નેત્રો, માથાના કેશોથી, પોતાના કપોલનો ભાગ શોભે છે, લલાટમાં સુંદર કસ્તુરી કેશરનું તિલક શોભે છે, કટીએ સુંદર કટી મેખલા પહેરી છે, સુવર્ણ સરખાં યજ્ઞોપવિત શોભે છે, નાભીસરોરુહની શોભા અવનવી છે, પીતાંબર પહેર્યાં છે, સુંદર ઉપવસ્ત્ર ( પટકો ) જેમણે ધારણ કર્યો છે, તથા કચેડો રતિરંભા અને ઉર્વશીને પણ લજવે એવાં મહામાયા શ્રીમહાલક્ષ્મીજીના ઉત્સંગમાં જેમણે પોતાનાં પાદપદ્મ સ્થાપેલાં છે, દીન જનોના કલ્યાણ માટે સ્વભક્તના શ્રેયસ્ માટે ગૌબ્રાહ્મણોના સંરક્ષણ માટે વારંવાર મીત, મધુર અને કોમળ વાકયોથી પ્રાર્થના કરતાં તે પ્રભુનાં પદસરોરુહજ પોતાનાં સુંદર સુશોભિત અને કોમળ કરકમળોથી સેવા કરે છે, તે શ્રીચૌદલોકના નાથને હે માર્કંડેય ? તું જઈને તેમનાં તે પાદપીઠને તું સરલ હૃદયથી સાષ્ટાંગ દંડવત્પ્રણામ કરજે. કે હવે માત્ર તે પ્રભુજ જો તને દીર્ઘજીવીભવ, દીર્ઘાયુષ્માન્ ભવ કે ચિરંજીવી ભવ અથવા અખંડાયુષ્યવાન્ ભવ, એમાંનો કોઇ એક આશીર્વાદ દેતો જાણજે કે તારું કામ સિદ્ધ થયું. ને એટલુંજ જો આપણું ધાર્યું સિદ્ધ થાય તો અમે જે તને આશીર્વાદ દેવાથી અમારે પ્રતિજ્ઞા ભંગ કે વચન ભંગ થવાનો સમય આવ્યો છે તેથી મુક્ત થઇ નિશ્ચિંત થઈએ. પ્રભુના અંતઃપુર ભણી જતાં શ્રીનારદે માર્કંડેયને સમજાવી દીધું હતું, તેથી તેમના કહેવા પ્રમાણે પ્રભુને સારી રીતે ઓળખી લઈ પ્રથમ આગળ એ એકલો માર્કંડેય પ્રભુના

સમીપમાં ગયો, ને જઈને તુરતજ તે શ્રીમહાવિષ્ણુનાં પાદપદ્મને સાષ્ટાંગ દંડવત્પ્રણામ કરી, બે હાથ જોડી રહ્યો. આ પ્રમાણે પોતાને પ્રણામ કરતા બાળકને જોઈ શ્રીવિષ્ણુ ભગવાન્ તે બાળકના સામું જોઈ બોલ્યા કે–

શ્રીવિષ્ણુ ભગવાન—હે મુનિ બાલ!

भद्रमस्तु ते। (તારું કલ્યાણ થાઓ) આ વચન સાંભળીને માર્કંડેય તો નમન કરી બીજું કાંઈ પણ બોલ્યા વિના ત્યાં પ્રભુ પાસે ઉભો રહ્યો; પણ તે પછી ત્યાં આવેલા નારદ ને સનકાદિકે તે આશીર્વાદ સાંભળી માંહોમાંહી વિચાર કરવા માંડયો.

નારદ—ભાઈઓ! જુઓ, જુઓ, આ શ્રીવિષ્ણુનો કપટશીળસ્વભાવ! જુઓ આ નમન કરનારો મુનિ બાળ બ્રાહ્મણ જાતિનો, તે બાળક છે, આશીર્વાદમાં આયુષ્યની અપેક્ષાવાળો છે, પ્રભુ અંતર્યામી છે, વળી તે વિષ્ણુનું નિગમાગમમાં ભક્તાભિષ્ટદાયક એવું નામ કથાય છે, છતાં અત્યારે તે કપટકુશલવિષ્ણુએ કેવા આપણને નિરાશ કર્યા? ને આપણને ઠગ્યા?

સનકાદિક—કેમ ભાઈ નારદ! શું થયું કેમ આપણને વિષ્ણુભગવાને નિરાશ કર્યા?

નારદ—આ આપણો શરણાગત બાલક માર્કંડેય છે, તેને આપણે વિષ્ણુ પાસે આયુષ્ય વર્ધક આશીર્વાદ અપાવવા વૈકુંઠમાં લાવ્યા છીએ. છતાં તે કપટપ્રવિણવિષ્ણુએ મહાદેવની વગ રાખી તે આયુષ્યની અપેક્ષાવાળા બાળકને કહ્યું

કે भद्रमस्तु ते ! ( તારું કલ્યાણ થાઓ ) તે એમાં શું ? એ કુમાર જાતે બ્રાહ્મણ છે, માટે એ ક્યારે બિચારો હિંસાદિ નીચ કર્મ કરી અસદ્ ગતિ પામવાનો છે ? જાતે બ્રાહ્મણ વળી મૃકંડ જેવા મહાશયનો પુત્ર પવિત્રાત્મા છે, તે તો જ્યાં સુધી જીવશે ત્યાં સુધી શુભ કર્મોજ કરશે, ને તે શુભકર્મોથી કલ્યાણ તો તે જન્મની સાથેજ લાવ્યો છે, એમાં વિષ્ણુએ આશીર્વાદ દેતાં શું વિચાર્યું ? જેને જેની અગત્ય હોય તેજ તેને આપવું. પણ એ વિષ્ણુનો સ્વભાવજ એવો છે કે કોઇને પણ જેની અપેક્ષા, અગત્ય, કે પ્રિય હોય, તે ન આપતાં કાંઈ પોતાની મેળે યાચકને બિચારાને યાચના વિરુદ્ધ આપી બેસે છે. તો તે કેવું થાય છે કે જમેલાને ભોજન, ધનાઢ્યને ધન, પ્રજાવાળાને પ્રજા, સુખવાળાને સુખ, વિદ્વાનને વિદ્યા, રાજાને રાજ્ય, દુઃખીને દુખ, આવું અઘટિત વર આપી કોઇને પણ તે આશુતોષક ( તત્કાલ રાજી કરનાર ) થતા નથી; માટે ઘણા ઘણા દેવ, દૈત્ય, કે મનુષ્ય વિષ્ણુની ઉપાસના કરતા નથી. જેને જે જોઇએ તે ના આપવું, એ વિષ્ણુનો આગ્રહ છે.

હશે પણ હવે આપણે શું કરવું ? મેં તો એમ જાણ્યું કે આપણ જેમ તે બાળકને આયુષ્ય વર્ધક આશીર્વાદ દઇને વચનબદ્ધ થયા છીએ તેમ તે વિષ્ણુ પણ જો બાળકને આયુષ્ય વધારનાર આશીર્વચન બોલી બંધાય તો તે પ્રભુ કેવા છે કે કર્તું, અકર્તું, અન્યથા કર્તું ( કરવા, ન કરવા અને બીજા પ્રકારે કરવા ) પણ સમર્થ ને સર્વ શક્તિમાન છે, જેથી

તેઓ ધારે તો શ્રીમહેશ્વરના વચનને પણ મિથ્યા કરી શકે; પણ તે ના કર્યું. એજ આપણા પરિતાપનું કારણ થયું છે. જો પોતાના વદનકમળમાંથી આ માર્કંડેયના આયુષ્યની વૃદ્ધી કરનારું આશીર્વાદાત્મક વચન નિકળ્યું હોત તો આપણ સર્વે આ પ્રતિબંધથી મુક્ત થઇને શાંતિ પામત, પણ આ તો શ્રીવિષ્ણુએ આપણી અશાંતિ અને દુઃખમાં વધારો કર્યો. મને વિષ્ણુએ ઘણી વખત ઠગ્યો છે. વિશ્વમોહિનીના સ્વયંવરમાં મે જ્યારે વિષ્ણુનું સ્વરૂપ માગ્યું ત્યારે હા કહી ને સર્વ અંગોનું સ્વરૂપ આપ્યું, પણ મુખ વાનર જેવું રાખ્યું જેથી તે કન્યા મને ન વરી; માટે આપણે અહીં આવ્યા છતાં નિરાશ થવાનો સમય આવ્યો. હવે આપણાં વચન મિથ્યા જતાં સમસ્ત બ્રહ્માંડમાં આપણી હાંશી થશે. ને આપણે પણ દેવમંડળમાં, ઋષિમંડળમાં, અને મનુષ્યોની સભામાં ઘણા તુચ્છ ગણાઇશું. અરેરે ! આપણું આ વિષ્ણુએ કાંઈ ના રાખ્યું ? હું તો અહર્નિશ આ વિણા લઈ શ્રીનારાયણ, નમો નારાયણ, શ્રીમન્નારાયણ, જય નારાયણ, એવાં પ્રભુનાં નામોનો ઉચ્ચાર કરી કરીને થાકયો. છતાં પણ તે વિષ્ણુએ મારું આ એક પણ કામ ન કર્યું ! એણે જેણે જેણે પોતાની ભક્તિ કરી તે તે બધાને સંતાપ્યા છે, તેમ મને પણ સંતાપ્યો. ને મારું ધાર્યું ના કર્યું ! મેં એની ભક્તિ કરીને બીજાઓને પણ તે ભક્તિનો પ્રબોધ કરી, ભક્તિ કરાવી. અરેરે ! મેં તો માગી ને મગવી ! હવે એ વિષ્ણુની ભક્તિ કરનારા જે જે છે, તેમને મારેજ મુખે

જણાવવું પડશે કે એ વિષ્ણુની ભક્તિ કોઈ કરશો નહિ; એ તો હવે ભક્તકષ્ટદાયક, ભક્તત્રાસક, ભક્તભક્ષક થયા છે. માટે જેને જેને ભક્તિ કરવી હોય કે ઉપાસના કરવી હોય તે બીજા દેવોને સેવો. કારણકે વિષ્ણુ તો હવે બળહિન થઇ ગયા છે!

આ પ્રમાણે નારદનું બોલવું સાંભળી સનકાદિક બોલ્યા કે-

સનકાદિક—અરે નારદ! શું તમે કાંઈ ભાંગ બાંગ પીધી છે? આવાં શ્રીવિષ્ણુભગવાન્ માટે વિપરીત વચન કેમ બોલો છો? જે અમારા પ્રાણાત્મા અથવા પરમાત્મા છે, જે અમારું જીવન છે, જે ભક્તજનોની સિદ્ધિ અને સુખ છે, જે નિરંતર સચ્ચિદાનંદરૂપ છે, જેમના વિના જગતમાં સર્વ પ્રાણી માત્ર એક શ્વાસ પણ ભરી શકતાં નથી, જે નિર્ધનોનું ધન, સુખીઆઓનું સુખ, અનાથના નાથ, ભક્તના અભિષ્ટદાતા છે, તેમના ઉપર ખોટા અપવાદ મૂકો છો? કોઈ દિવસ અમૃત વિષ થતું નથી; માર્તંડમંડળ શીતળતા ને અંધકારવાળું થતું નથી; પવન ઘન પથ્થરસમ થતો નથી; જળ ક્યારે પણ ઉષ્ણતાવાળું થતું નથી; પૃથ્વી મર્યાદા ભંગ થતી નથી; સંતો અસંત થતા નથી; તેમ અમારા પ્રિયતમ ક્યારે પણ વિપરીત થતા નથી. અને પોતે તો ભક્ત પ્રતિજ્ઞા પાલકજ છે. માટે જો આપણી સાચી ભક્તિ હશે, આપણે પરમાત્માના સાચા ભક્ત હઈશું તો તે દયાળુ આ માર્કંડેયનું આયુષ્ય વધારશે.

આ પ્રમાણે સનકાદિકનાં વચન સાંભળી મેઘસમાન

ગંભીર વાણીથી શ્રીવિષ્ણુભગવાન્ નારદ અને સનકાદિક પ્રતિ હસીને બોલ્યા કે—

શ્રીવિષ્ણુભગવાન્—અહોહો! આજે શો આનંદનો દિવસ કે બન્ને મહર્ષિઓનાં અણુધાર્યાં દર્શન થયાં, આજે આ મારું વૈકુંઠ ધામ પવિત્ર થયું. નારદ અને સનક, સનંદન, સનાતન અને સનત્કુમાર! તમે બધા ભલે આવ્યા. કહો તમે પ્રસન્ન છો? તમારું વ્રત, તપ, બ્રહ્મચર્ય, અને યોગ, અબાધિત વર્તે છે? તમે પ્રસન્નતામાં છો? હે દેવર્ષિઓ! તમે ભલે પધાર્યા. આજે હું પણ લક્ષ્મીજી સહિત સર્વને આપના પ્રતાપે વંદ્ય તથા માનનીય થયો છું, બ્રાહ્મણો એ મારું અંગ, બ્રાહ્મણો એ મારું મુખ, બ્રાહ્મણો એ મારું સર્વસ્વ અને બ્રાહ્મણો એજ મારો આશ્રય છે. હે મહર્ષિઓ! હવે આપને અત્રે પધારવાનું પ્રયોજન કહો હું તમને શું પ્રિય કરી આપું? હે મુનિઓ! આપની કૃપાથીજ હું આ અવિચળ લક્ષ્મી પામ્યો છું. હજુ સુધી પણ તમારા જેવાની કૃપાથી લક્ષ્મીજી મારો ત્યાગ કરતાં નથી. તમારી દયાથીજ હું આ વૈકુંઠ લોકની પદવી પામ્યો છું. માટે હે મુનિરાજ! તમે કહો કે હું શું તમને ઇષ્ટ કરી આપું? હે દેવ ઋષિઓ! મારાથી કાંઈ પણ તમારો અપરાધ થયો હોય તો મને તેમાં આપનો અપરાધી ગણી ક્ષમા આપશો. હે મુનિવરો! કહો તમે મારા જેવું કાંઈ પણ કામ સેવા બતાવો.

સનકાદિક—હે પ્રભો! હે અશરણશરણ! દેવાધિ

દેવ ! અમારે અત્યારે તો બીજું કાંઇ પણ કામ કરાવાનું નથી, માત્ર આ મૃકંડઋષિનો બાલ, કે જેનું નામ માર્કંડેય છે એને એના માબાપની બાર હજાર વર્ષની તપશ્ચાર્યાના ફળરૂપે માત્ર બાર વર્ષનોજ આયુષ્ય આપી, મહાદેવજીએ આપ્યો છે, તેને અમે, નારદે બ્રહ્માએ અને શ્રી શેષભગવાને આયુષ્ય વર્ધક આશીર્વચનો વડે નિર્ભય કર્યો છે. પણ એને બાર વર્ષ પુરાં થઈ તેરમાના પાંચ દિવસ જતાં સુધી આ આપના જરા, મરણ, ભય, શોક, ક્લેશ, અને દુઃખ રહિત વૈકુંઠમાં આપ રાખો. જેમ કોઈ શાહુકાર પોતાની મોટી દ્રવ્યની સંખ્યાવાળી રકમ કોઈ બીજા શાહુકારને સોંપે ને જ્યારે પાછી માગે ત્યારે પાછી સોંપે તેમ આ મૃકંડને બાર વર્ષ પૂરાં થઇ તેરમાના પાંચ દિવસ જતાં સુધી આપની પાસે રાખો, એટલુંજ અમારે કામ છે !

શ્રીવિષ્ણુભગવાન્—ઓહો ! એમાં શી મોટી વાત છે ? ત્યારે તેને તમે અહીં મેલી જાઓ. કારણ કે આ લોક જરા મરણ રહિત છે. ક્યારે પણ વૈકુંઠ વાસ કરનારા હરિજનોને મૃત્યુલોકની પેઠે મૃત્યુ પ્રાપ્ત થતો નથી. માટે એ બાલકને મૃત્યુ ન પ્રાપ્ત થાય એવી આશા રાખી અહીં મેલવો હોય તો મેલી જાઓ. કારણ કે મારા વિદ્યમાનમાં તો અહીં કાલ કોઈને સતાવતો કે પીડા કરી શકતો નથી. પણ મારે પૃથ્વીમાં સંત સાધુઓનું પરિત્રાણ, દુષ્કૃતિઓનો વિનાશ, ધર્મનું સ્થાપન અને અધર્મનું ઉન્મૂલન કરવા પૃથ્વીમાં પ્રકટ થવું પડે છે, માટે જ્યારે મારે પૃથ્વીમાં અવતાર ધરવા

જવું પડે ત્યારે વૈકુંઠ લોકમાં મારા અવિદ્યમાનપણાને લીધે કયારે ક્યારેક કાલ આ વૈકુંઠમાં પણ ફેરો મારી જાય છે. માટે આ દીર્ઘજીવી માર્કંડેયને પણ સૂના વૈકુંઠમાંથી તે મારા અવિદ્યમાનપણામાં લઇ જાય તો તમે બધા વચનભંગ થાઓ બાકી જ્યાં સુધી હું વૈકુંઠમાં વિદ્યમાન હોઉં ત્યાં સુધી હું તેને કાલથી બચાવું. પણ મારા અવિદ્યમાનપણામાં તેને કાલ લઈ જાય તો તેમાં હું કશું ના જાણું.

નારદ—[ સનક, સનંદન, સનાતન અને સનત્કુમાર, પ્રતિ ] બોલ્યા કે, કેમ ભાઇઓ ! તમે આ મહા પ્રપંચી વિષ્ણુભગવાન્‌ની કપટજાળમાં કાંઇ સમજ્યા ?

સનકાદિક—ના, ભાઈ ! ના. શ્રીવિષ્ણુભગવાન્‌માં તે કપટ હોય ? જ્યારે શ્રીઇશ્વિરમાં કપટ હોય ત્યારે બિચારા પરતંત્ર અજ્ઞ, જડ, અને દુઃખી, જીવોમાં કપટ હોય એમાં શું આશ્ચર્ય ? પણ ભાઇ ! તમે આજે શ્રીજગન્નિ-યંતા સૃષ્ટિના સદા લયોદ્‌ભવ અને પાલન કરનારા વિષ્ણુ-માંય કપટ જુઓ છો ? ત્યારે તમારા હૃદયનું અમને કાંઇક વૈચિત્ર્ય જણાય છે. શું વિષ્ણુમાંય કપટ ? અરે આ શું ? સુર્યમાં અંધારું ? ચંદ્રમાં દાહકતા ? અમૃતમાં વિષ ? અને જ્ઞાનમાં બંધન ?

સનકાદિક—ભાઇ નારદ ! તમે અને અમે એકજ પિતાનાં સંતાનો છીએ, કેમકે આપણુ બન્નેનું ઉત્પત્તિ-સ્થાન શ્રીવિશ્વસૃજ ( બ્રહ્મા )નો સંકલ્પ, અને તે સંકલ્પને ઉપજવાનું સ્થાન માનીએ તો તે વિધિનું હૃદય; માટે

એકજ વિધિના હૃદયરૂપ ઉદરથી આપણુ બન્ને પ્રકટ થયા છીએ; જેથી સહોદર ભાઈઓ કહેવાઇએ છીએ; છતાં આપણુ બન્નેમાં ગુણનું વૈષમ્ય ( વિષમપણું ) ક્યાંથી આવ્યું ? કારણુ કે તમે પ્રભુના નિર્દોષ સ્વરૂપમાં કપટરૂપ કલંક જુઓ છો. ને અમે તે ન જોતાં પ્રભુનું નિષ્કલંકરૂપ જોઇએ છીએ.

નારદ—અરે ભાઇઓ ! એમ ન માનતા. મારે પણુ વિશ્વમોહિની કન્યા પરણુવામાં વિષ્ણુના સ્વરૂપની આવશ્યક્તા હતી, માટે યાચના કર્યા છતાં મને સર્વ અંગોનું વિષ્ણુએ સદૃશ્ય તો આપ્યું; પણુ વદન વાનરના જેવું રાખ્યું જેથી બધા સ્ત્રીવર્ગમાં અને દેવમંડળમાં મારું ઉપહાસ્ય થયું. ત્યારથી હું વિષ્ણુને કપટપ્રવિણુ માનું છું.

મે જ્યારે આ માર્કંડેયને વૈકુંઠમાં રાખવાની વિનંતી કરી ત્યારે પોતે બોલ્યા કે "હા એને વૈકુંઠમાં મેલી જાઓ" પણુ " મારા અવિદ્યમાનપણામાં તેને કાળ લઇ જાય તો તેમાં હું કશું ના જાણું." ત્યારે આપણુ તો કદાચ શ્રી વિષ્ણુભગવાન્‌નો ભરોંસો રાખી તેને મેલીને જઇએ. છતાં કદાપિ શ્રીવિષ્ણુને શ્રીસદાશિવનું વચન સત્ય કરી આપણુ સર્વને પ્રતિજ્ઞાભંગ કરવાનો વિચાર હોય તો આપણુ બિચારા માર્કંડેય જેવા બાળકને વૈકુંઠમાં મેલીને જઇએ, પણુ "परित्राणाय साधूनां विनाशायच दुष्कृताम् । धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥ ( સાધુ પુરુષોનું સંરક્ષણુ કરવા, કુકર્મીઓનો વિનાશ કરવા અને સનાતન વૈદિકધર્મનું

સંરક્ષણ કરવા માટે હું યુગે યુગે પ્રકટ થાઉંછું.) આ શ્રી મુખવાક્યના આધારે પૃથ્વીમાં કોઇ દુષ્કર્મ કરનાર તથા ધર્મક્ષય કરનાર કોઇ પાપીનો પ્રાદુર્ભાવ થતાં શ્રીવિષ્ણુ પોતાના વચનનું પાલન કરવાનું નિમિત્ત લાવી પૃથ્વીમાં પોતે લીલા વિગ્રહ ધારણ કરવા જાય, ને આ બિચારા આપણી કૃપાનું પાત્ર આપણો શરણુંગત તથા જેને આપણે આપણી મમતારૂપ કવચથી દીર્ઘજીવી કરવા ધાર્યો છે, અથવા આપણ વિના જેને બીજો કોઇ આધાર નથી, એવા એ નિર્દોષ બાળકરૂપ માર્કંડેયને સૂનો–એકલો વૈકુંઠમાં મેલીને આપણ જતા રહીએ ને પછી વૈકુંઠ લોક વિષ્ણુ વિનાનો સૂનો રહેતાં એ બિચારા નિરાધાર માર્કંડેયરૂપ મુષકનું મૃત્યુ-રૂપ માર્જાર આવી ભક્ષ્ય કરી જાય, તો આપણને વિશ્વાસ-ઘાતનું મહા પાપ લાગે. એટલુંજ નહિ પણ બાળહત્યા ને બ્રહ્મહત્યાનું પણ પાપ લાગે એટલાથી પણ ન સરતાં તે બાળકનાં માતાપિતા જાણે કે નારદને સનકાદિકે બિચા-રા અમારા અણુસમજુ પુત્રને વૈકુંઠમાં લઇ જઇને મરાવી નંખાવ્યો. જગતમાં સર્વ વસ્તુના વિયોગ અથવા શોક કરતાં પુત્રવિયોગ અથવા પુત્ર શોક અત્યંત મર્મભેદક અસહ્ય દુઃખદાયક મનાય છે. એ બિચારાં પુત્રના વિયોગથી અત્યંત ખેદ પામતાં હોય તેમાં સાંભળે કે તેતો વૈકુંઠ લોકમા મૃત્યુ પામ્યો. તો તે અશુભ વાણીના શ્રવણથીજ તેમના મસ્તકનું તાળવું ફાટી જાય, હૃદયનો ધડકારો બંધ થઇ જાય. અત્યંત કષ્ટથી બન્નેનાં નેત્રોને જીભ બહાર

નિકળી પડે ને કાને ધાકો પેડી કાનનાં છિદ્રો પૂરાઈ જાય ને તત્કાળ પુત્ર મરણના દારુણ કષ્ટથી પીડાઇ પોતાના પ્રાણોનો પણ પરાણે ત્યાગ કરે. તેથી મૃકંડનું મૃત્યુ થતાં બ્રહ્મહત્યા ને સુદેહાની પણ તેવી દશા થતાં પાછી સ્ત્રીહત્યા આવીને આપણને ચોટે. એટલાથી પણ આપણો છૂટકો ના થતાં તે બિચારાં પોતાના પુત્રનો નાશ થવાનું નિમિત્ત આપણને ગણતાં એવો દુઃસહ શાપ દે કે,–'હે સનકાદિક! આપણી તો શીએ માઠી દશા થઈ જાય! અરેરે! એવાં દીન, વૃદ્ધ, અને દુઃખી દંપતીનો શાપ તો આપણને કેવાંય કઠિણ દુઃખોની પરંપરા પમાડે. અરેરે! મને તો હવે આ બાળકને માટે કાંઈએ સુજતું નથી!

ભાઈ સનક! તમે ત્રણે ભાઇ મારા બોલવા ઉપર પૂર્ણ વિચાર કરી આ બાળકના માટે આપણું જે કર્તવ્ય હોય તે ધારો કે હવે આપણે શું કરવું?

મારો મત તો હવે આ મહાખળ, પૂરો વંચક, ધૂર્ત અને કપટકુશળ વિષ્ણુનો વિશ્વાસ રાખી માર્કંડેયને વૈકુંઠમાં મેલીને જવાનો નથી. તથાપિ આપ ચારે ભાઇઓનો એ સંબંધમાં શો વિચાર છે? તે જણાવો.

[ સનક, સનંદન, સનાતન અને સનત્કુમાર, એ ચારે ભાઇઓનો એકાંતિક સંવાદ. ]

**સનક**—કહો? ભાઇ! નારદ તો આ માર્કંડેયને વૈકુંઠમાં મેલી જવાની ના કહે છે. તમારો શો અભિપ્રાય છે?

**સનંદન**—નારદ કહે છે તે પ્રમાણે શ્રીવિષ્ણુ ભૂમિપર

લીલાવિગ્રહ ધરવા જાય તો તો મૃત્યુ આવી માર્કંડેયનો ગ્રાસ કરી જાય, તો તો વૈકુંઠમાં એને સૂનો મેલાયજ નહિ.

સનાતન—શરણાગતનું રક્ષણ કરવું અને જેને વિષે આપણે મમત્વ બાંધ્યું તો તો તેનું ઈષ્ટ કરવા આપણ ચારે ભાઈઓએ સ.ધંત તે મમત્વનું પાલન કરી તેને ચિરંજીવી કરી નિર્ભય કરવોજ જોઇએ

સનત્કુમાર—નિર્ભય તો કરવો જોઇએસ્તો પણ તે શી રીતે થ.ય ?

સનક—અરે ભાઇઓ ? નારદ તો અત્ય.રે વિષ્ણુના સ્વરૂપમાં સંભ્રાંત (ભ્રાંતિવાળા) થયા છે પણ આપણને તે પ્રભુના શુદ્ધ સ્વરૂપમાં ભ્રાંતિ થવી ઘટતી નથી. આપણ નિત્ય નિરંતર તે પ્રભુના અખંડ સદોદિત સ્વરૂપમાં નિમ-જ્જન કરનારા છીએ. શ્રીવિષ્ણુના શુદ્ધ સ્વરૂપનો અપરોક્ષ સાક્ષાત્કાર અનુભવ કરનારા છીએ. છતાં ભ્રાંતિ પામેલી નારદની બુદ્ધિના વેગમાં તણાઇ તે મહાપ્રભુના સ્વરૂપમાં અજ્ઞાનીની પેઠે શંકાશીળ થવું એ આપણને ઘટિત છે ? શું તે પરબ્રહ્મસ્વરૂપ શ્રીમહાવિષ્ણુનું સ્વરૂપ પરિચ્છિન્ન છે ? કે તે જ્યારે લીલા વિગ્રહ ધરવા પૃથ્વી વિષે પધારતા હશે ત્યારે વૈકુંઠલોક સૂનો રહેતો હશે ? આ મિથ્યા કલ્પના નારદને કેમ ઉપજી ? શું નારદ જેવા દેવર્ષિને શ્રીમન્મહાવિષ્ણુના સ્વરૂપમાં દ્વૈતભાવના પ્રકટી ? અથવા તે પ્રભુના પૂર્ણ સ્વરૂપ-માં અથવા શ્રીવિષ્ણુની વ્યાપકતામાં શંકા ઉપજી ? અથવા તે પરમાત્માશ્રીજ સમસ્ત માયા અને તેના કાર્યરૂપ પાંચભૌતિક

સૃષ્ટિના અધિષ્ઠાનરૂપ છતાં તેમના કુટસ્થ સ્વરૂપનું વિસ્મરણ થયું ? અરે શું એક સાધારણ ગામ કે દેશના અધિપતિ રાજાના જેવુંજ શ્રીવિષ્ણુનું સ્વરૂપ નારદે જાણ્યું ? કે રાજાનું સ્વરૂપ પરિચ્છિન્ન તથા અવચ્છેદ વાળું હોવાથી તે એક દેશથી બીજા દેશમાં જતાં તેનો એક દેશ તેના અભાવે સૂનો રહે છે, પણ શ્રીવિષ્ણુપરમાત્મા તો પોતાના ગુણાતીત નિરાકાર પરબ્રહ્મ સ્વરૂપથી સર્વત્ર વ્યાપક હોય છે, છતાં વૈકુંઠને સૂનો માનવાનું શું કારણ ? મને તો લાગે છે કે અત્યારે તો શ્રીપ્રભુની અઘટિતઘટના ઘટાવવામાં ચતુર શ્રી વિષ્ણુની માયાએ નારદજીને ઠગ્યા, ને તેમના હ્રુદયમાં પ્રભુના દિવ્યસ્વરૂપનું ભાન ભૂલાવી શ્રીવિષ્ણુના સર્વત્ર વ્યાપક પરિપૂર્ણ અને વિભુસ્વરૂપમાં શંકા ઉપજાવી, માર્કંડેયના કાર્યમાં શ્રીવિષ્ણુની અસમર્થતા સમજાવી, તેમને અસંતુષ્ઠ કર્યા. અરે એ વાત તે સંભવે ? જે શ્રીમહાપ્રભુના કૃપાકટાક્ષનું ઉન્મીલન ( ઉઘાડવું ) થતાં અનંતકોટી બ્રહ્માંડોનોને ઉદ્‌ભવ થઇ જાય છે ને તેનું સંમીલન થતાં સમસ્ત બ્રહ્માંડોનો ક્ષય થઇ જાય છે, એવા જે પ્રભુ મોટા મોટા જગદ્‌ભક્ષક કૃતાંતોના પણ કાળ મનાય છે, લોકો જેને મહાકાળના કાળ અથવા કાલાત્મા કહે છે, જે ભક્ત પ્રતિજ્ઞાપાલક, ભક્ત પ્રિય ( ભકતો જેને વહાલા ) કહેવાય છે, દીનજનોના પરિપાલક અને દીનવત્સલ કહેવાય છે, અથવા જેને કોઇનો આધાર ના હોય તેના આધાર, નિરાશ્રિતના આશ્રય, દુખીઆઓના બેલી મનાય છે, તે પ્રભુ શું માર્કંડેયના મૃત્યુનું નિવારણ

કરવા અસમર્થ છે ? નહિ, નહિ; એ મારા માનવામાં આવતુંજ નથી. શ્રીવિષ્ણુભગવાન્ નારદ અને આપણ ચાર ભાઈઓની પરીક્ષા કરે છે, માટે આપણે પ્રભુનો સંપૂર્ણ વિશ્વાસ રાખી, માર્કંડેયને તેમના હાથમાંજ સોપવો. પણ પ્રભુવિષે અશ્રદ્ધ બની પ્રભુના વિશ્વાસમાં શંકિત થવું નહિ. પ્રભુના સાનિધ્યમાં આપણું પોતાનું જ્ઞાન, ડહાપણ કે ચતુરાઈ, કાંઇ પણ ઉપયોગનાં થતાં નથી, માટે આપણે તે પ્રભુ કદાચ આપણને ભમાવવા ' માર્કંડેયનું શ્રેય મારાથી નહિ બને, એમ કહે તો પણ તેને તો પ્રભુનેજ સોંપવો. અરે આ સમયે મને તો તે પ્રભુનું અલૌકિક અને અતિ મહત્વના ભંડારરૂપ શ્રીકૃષ્ણચરિત્રનું સ્મરણ થાય છે કે શ્રીકૃષ્ણભગવાન્ ઉજ્જયિનીમાં વિદ્યાભ્યાસ કરવા ગયા ત્યાં તન-મન ને ધનથી યથાશાસ્ત્ર ગુરુસેવા કરી સર્વ વિદ્યા કળાદિનું અધ્યયન કર્યું. અને અંતે ગુરુએ તેમને સૃષ્ટિના ઈશ્વર માની ગુરુ દક્ષિણામાં પોતાનો મૃત પુત્ર માગ્યો, તો તે અત્યંત કારુણ્યસાગર પ્રભુએ લાવી આપી તે પણ ગુરુનું તથા ગુરુપત્નિનું ઇષ્ટ કાર્ય સંપાદન કરી આપી અગાધ આશાર્વાદો મેળવ્યા તથા પોતાના પરમ ભક્ત અર્જુનની પ્રતિજ્ઞા સત્ય કરવા, તેમને માથે આવેલું અગ્નિ પ્રવેશનું સંકટ ટાળવા, એક દ્વારિકાંવાસી બ્રાહ્મણનો પણ મૂએલો પુત્ર શ્રીકૃષ્ણે અર્જુનને સાથે લઈ પોતાના ભૌમાસ્વરૂપનું દર્શન કરાવી ત્યાંથી લાવી આપી અર્જુનને સત્ય પ્રતિજ્ઞ કર્યા હતા. તથા ફરી પણ પોતાનાં જનિત્રી દેવકીજીના પણ કંસે મારી

નાખેલા પુત્રોને લાવી આપી માતાપિતાને સંતોષ્યાં હતાં તો આ એક દ્વિજ પુત્રનું સંરક્ષણ કરવું એમાં શું અશક્ય છે ? જેઓ સમસ્ત બ્રહ્માંડોના પતિ તથા પરિપાલક ગણાય છે; તેમને શું આ એક બ્રાહ્મણનો પુત્ર ભારે પડશે ? નહિજ. માટે આપણે બધાએ સંમત થઈ નારદને કહી તે માર્કંડેયને તો શ્રીવિષ્ણુનેજ સોંપવો, એજ મને તો ઉચિત લાગે છે.

સનંદન, સનાતન અને સનત્કુમાર–ભાઈ સનક ! તમારું કહેવુંજ અમને યથાર્થ લાગે છે. કારણ કે આપણ સર્વ અહર્નિશ જેમને વિષે પરાયણ રહી અનન્ય ભાવનાથી અખંડોપાસના કરીએ છીએ, જે આપણ સર્વના પ્રાણાત્મા અને જીવન છે, જે આપણો આશ્રય છે, તેમને મૂકી હવે આપણે માર્કંડેયના શ્રેય માટે કોને પૂછવા જવું ? અને નારદોક્ત વચનો ઇશ્વિર સ્વરૂપમાં અશ્રદ્ધા ઉપજાવે એવાં છે, તે આપણે તો અશ્રોતવ્ય અને માનનીય નથી. પણ તેમને થયેલી ભ્રાંતિના નિવારણ માટે તેમને પ્રિયવાણીમાં સમજાવી આ માર્કંડેયને તો તમારા કહેવા પ્રમાણે શ્રીવિષ્ણુનેજ સોંપાવવો.

તે પછી તે સનક, સનંદન, સનાતન અને સનત્કુમાર એ ચારે મળીને નારદને કહેવા લાગ્યા કે,–દેવર્ષિ નારદ ! આપને સર્વ શક્તિમાન્ શ્રીવિષ્ણુના સ્વરૂપ વિષે વિપરીત ભાવ કેમ ઉત્પન્ન થયો ? શું તમે કોઇ દિવસ આ શ્રુતિઓ કાને શ્રવણ કરી નથી, ને પરમાત્માનો અદ્ભૂત મહિમા નિગમવાણિથી સાંભળ્યો નથી ? જુઓ ભાઇ ? આ કાઠક

શ્રુતિ શ્રીવિષ્ણુરૂપ પરમાત્માના સ્વરૂપનો કેવો પ્રભાવ વર્ણે છે.-

भयादस्याग्निस्तपाति भयात्तपाति सूर्यः ।
भयादिन्द्रश्च वायुश्च मृत्युर्धावति पंचमः ॥

ભાવાર્થ:—આ વિષ્ણુ પરમાત્માના ભયથી અગ્નિ દાહક શકિતવડે સર્વને બાળે છે; તથા અન્નને પકવે છે; પ્રાણિઓના જઠરમાં રહી આહાર પાચન કરી સર્વને જીવાડે છે, તેમજ સૂર્યનારાયણ પણ સર્વનાં નેત્રોને પ્રકાશી ઉદયાસ્ત દ્વારા સર્વના વ્યવહારોનો નિભાવ કરે છે; તથા પ્રકાશદ્વારા અંધકાર નીવારી સર્વને અનુકૂળ થઇ રહે છે; તથા અન્ય ઋતુઓમાં જળનું શોષણ કરી વર્ષામાં પાછું વર્ષાવે છે; તથા આતપદ્વારા શૈત્યને નિવારી સુખપ્રદ થાય છે; વળી તેજ પ્રભુની બીકથી ઇંદ્ર વર્ષાદ વર્ષાવે છે; તથા વાયુ નિરંતર પ્રાણી માત્રને જીવન આપે છે—સદા વાયા કરે, અને તેજ પ્રમાણે પ્રભુની બીકથી સર્વ પ્રાણીને મૃત્યુ પણ મૃત્યુ રૂપે યોગ્ય સમયે સર્વને પ્રાપ્ત થઇ સર્વ જીવોને ઉન્નતિમાં લઇ જાય છે. માટે અગ્નિ, સૂર્ય, ઇંદ્ર, વાયુ, અને મૃત્યુ, પણ તે પ્રભુથી ડરીનેજ પોતાના વ્યાપારો ચલાવે છે.

ઉક્ત ભાવસૂચક બીજી યજુર્વેદના તૈત્તિરિય ઉપનિષદ્‌ની બ્રહ્માનંદવલ્લીના આઠમા અનુવાકની શ્રુતિ પણ કહે છે:-

भीषाऽस्माद्वातः पवते । भीषोदेति सूर्यः ।
भीषाऽस्मादग्निश्चेन्द्रश्च मृत्युर्धावति पञ्चम ॥

ભાવાર્થ:—આ પરમાત્માના ભયથી વાયુ વાય છે, સૂર્ય

ઉદયાસ્ત પામે છે, અગ્નિ દાહકતા ધરાવે છે, ઇંદ્ર ત્રિલોકનું રક્ષણ કરે છે, ને તે ચારેની અપેક્ષાએ જે પ્રાણીનું આયુષ્ય પૂર્ણ થયું હોય છે તેના પ્રતિ તે શીઘ્ર ગમન કરે છે.

આ વચનો પરથી આપણને સ્પષ્ટ પ્રતીત થાય છે કે જગદ્‌ભક્ષક કાળ પણ તે પ્રભુની આજ્ઞાને આધીન રહે છે, તો તે શું શ્રીવિષ્ણુ માર્કંડેયના કાલનું રોધન કરી શકે એમ નથી? કે આપણે માર્કંડેયને બીજું શરણ ખોળી આપવું? શ્રીવિષ્ણુ ભગવાન્ કરતાં બીજો એવો સમર્થ પુરુષ જગતમાં બીજો કોણ છે? કે તેની અપેક્ષા રાખીએ?

નારદ—હે મારા પ્રિય બંધુઓ! આપનું કથન યથાર્થ છે. અત્યાર સુધીમાં મને જે શ્રીવિષ્ણુના વિશ્વાસમાં વિપરીત ભાવ ઉપજ્યો તથા મારી બુદ્ધિમાં જે ભ્રમ ઉત્પન્ન થયો તેનું કારણ આ માર્કંડેયના દીર્ઘજીવનની મારા હૃદયની અત્યંત આસક્તિ, મારી મોટામાં મોટી આશા અથવા અપેક્ષા, એજ કારણ છે. મને એની સાથે રહેવાથી એનાપર મમતા બંધાઇ છે. એનું બાલ્યવય અથવા એનું સુંદર સ્વરૂપ, અને એને માથે રહેલું મૃત્યુનું મોટું સાલ એથી મારા ઉંડા અંતઃકરણમાં નિરંતર એવી દયા ઉપજ્યા કરતી કે તે ક્યારે દીર્ઘજીવી–અમર–થાય! એ આશારૂપ પાશ (બંધન) ને લઈ મારું મન નિર્બળ થઇ ગયું હતું; જેથી પૂર્વાપર વિચાર અને પ્રભુશ્રીની અપાર શક્તિનો સૂક્ષ્મ વિચાર કરી હૃદયબળને સુદૃઢ ન રાખતાં મારા મનને તે આશાએ પ્રહાર કરી નિર્બળતા પમાડી એ એટલુંજ નહિ પણ તેણેજ મારા

મનની વિચાર શક્તિને ક્ષીણ કરી વિષ્ણુનું અપરિમીતબળ મારા સમજવામાં ન આવવા દીધું. અરે જગતમાં માયાસુખ કે માયિક વસ્તુની પ્રીતિ હૃદયમાં ઉપજતાં જીવ કેવળ પરવશ થઈ જાય છે. ને આશા વિનાના પુરુષનું હૃદય સબળ રહે છે, એ મને આજે પૂરેપૂરું સમજાયું છે. માર્કંડેયનું ઈષ્ટ તેનું અદૃષ્ટ કરશેજ. માટે હવે તો તેને શ્રીવિષ્ણુભગવાનના શરણમાંજ સોંપવો. ચાલો આપણે પ્રભુને વિનંતી કરીએ.

તે પછી નારદ તથા સનકાદિક માર્કંડેયને લઈને શ્રી વિષ્ણુભગવાન્ પાસે ગયા.

ત્યાં શ્રીનારદ બોલ્યા કે મારા ઈષ્ટદેવ! આપની અલૌકિક અને મહા ચમત્કારિણી માયાનો પ્રભાવ મેં આજે અનુભવ્યો; મને આજે આપનાપર અવિશ્વાસ ઉપજાવી કેવળ આંધળા જેવો તેણે કર્યો. જેવી રીતે વિશ્વમોહિનીના વિવાહ પ્રસંગે તે માયાએજ મને જેમ કામાંધ કર્યો હતો, તેમ આજ અજ્ઞાનાંધ કર્યો.

હે કૃપાનાથ! આપ ગમે તેમ કરો પણ અમે આ માર્કંડેયને તો આપનેજ સોંપીએ છીએ. ભલે આપ લીલા વિગ્રહ ધરવા પૃથ્વીપર પ્રયાણ કરો ત્યારે વૈકુંઠ લોક સૂનો રહેતાં માર્કંડેયનું ભલે ગમે તે ઇષ્ટાનિષ્ટ થાય! પણ હે નાથ! આપનું અપરિચ્છિન્ન સ્વરૂપ, આપનું સર્વગત સ્વરૂપ આપનું હજાર મસ્તક, હજાર નેત્ર, અને હજારો ચરણોવાળું દિવ્ય સ્વરૂપ મારા સમજવામાં હવે આવ્યું છે. ભલે વૈકુંઠ લોક સૂનો રહેતાં માર્કંડેયનું ગમે તેમ થાય, પણ મારે તો

તેને વૈકુંઠમાં રાખવાનોજ નિશ્ચય થયો છે. માટે આપ તેને આપના સાન્નિધ્યમાં નિરંતર રાખો એજ મારી વિનંતી છે.

શ્રીવિષ્ણુભગવાન્--હે મારા ભક્તાગ્રણ્ય નારદ! અને સનકાદિક! મેં જે તમને કહ્યું કે એ માર્કંડેયને વૈકુંઠમાં મેલી જાઓ, પણ જ્યારે જ્યારે પૃથ્વીમાં અધર્મનો પ્રાદુર્ભાવ થાય ખળ તથા વેદ મર્યાદાને લુપ્ત કરી સંત, સાધુ અને ગાયો બ્રાહ્મણોને સંકટ કરનારા કંટક પુરુષો પૃથ્વીમાં વધી જાય, ત્યારે મારે ખળનિગ્રહ, વેદ ધર્મનું સંરક્ષણ અને સાધુ જનોનું પરિત્રાણ કરવા ભૂલોકમાં લીલાવિગ્રહ પ્રકટવા જવું પડે; ત્યારે આ વૈકુંઠ લોક મારા વિના સૂનો રહેતાં તમારા સંરક્ષિત માર્કંડેયને કાળ સતાવે તો હું કાંઇ ના જાણું; પણ એ તો કેવળ આપનો પરમપ્રેમ અને દૃઢવિશ્વાસ મારાપર બેસારાવવા માટે, અથવા હરિજનોને વિનોદદ્વારા નિરંતર પ્રભુને પ્રસન્ન રાખવા એમ ધારી તમારી સાથે વિનોદ કરવા કહ્યું હતું. બાકી માર્કંડેયનો કાળ તો શું? સૃષ્ટિનો સંહારક મહાકાલ પણ મહા પુરુષોના સંરક્ષિતને કાંઈ કરી શકતા નથી. માટે તમને હું હવે જે ઉપાય બતાવું તે તમે કરો. હું પ્રત્યેક પ્રસંગે જેઓ નિરંતર મત્પરાયણ થઈ અનન્ય ભાવે મારી ઉપાસના કરે છે, તેઓ સર્વ કાર્યમાં વિજયી નીવડે છે. ને હું મારે પરાયણ રહેલાં પુરુષોના ચારિત્ર્યથી ને તેમના ગુણાનુવાદના શ્રવણથી પ્રસન્ન થાઉં છું. આ પ્રસંગમાં પણ મારે મારા એક અનન્ય ભક્ત-ઉપાસકને પ્રસિદ્ધિમાં લાવી તેમનું અદ્ભુત માહાત્મ્ય જન સમૂહ આગળ પ્રસિદ્ધ કરવું

છે; માટે તમે આ પ્રમાણે કરો; એથી તમારું કાર્ય સિદ્ધ થશે.

શ્રીવિષ્ણુભગવાન્--દેવર્ષિ નારદ! પૂર્વે ઈંદુ નામે બ્રાહ્મણના દશ પુત્રો થયા હતા, તેમણે પોતાના મોટાભાઇ મહામતિના ઉપદેશથી પોતાના મનના દૃઢ સંકલ્પવડે એ દશે ભાઇઓએ વિધિનું પદ-બ્રહ્માનું પદ મેળવી, દશ બ્રહ્માંડો રચ્યાં હતાં; કે જેનો નાશ સૃષ્ટિસંહારક કાળથી પણ થઈ શકયો નહોતો. વળી ભૃગુઋષિએ પણ કાળ ઉપર પોતાનું કોપાસ્ત્ર ચલાવી તેનો નિગ્રહ કર્યો હતો. રાજર્ષિ વિશ્વામિત્રે નવું સ્વર્ગ બનાવીને તેમાં ત્રિશંકુને રાખ્યો હતો. આ સૃષ્ટિમાં પણ એવાં પુરુષાર્થપરાયણ રત્નો પડયાં છે કે એક વાર બ્રહ્મા, વિષ્ણુ અને શંકરની સ્પર્ધામાં ઉતરે તોય પણ પાછા ન હઠતાં વિજય મેળવે. આતો એક કાળની વંચના કરવી છે, એમાં શું ભારે આશ્ચર્ય છે ? પણ એક વાર તમે સાંભળો. તમે મારી વાત સાંભળશો એટલેજ તમને એ વાતપર વિશ્વાસ પ્રકટતો જશે. જૂઓ ભાઈ! કોઈ પંડિત હોય તેની પાસે અજ્ઞ શિષ્ય જાય તો અભ્યાસથી પંડિત બને, પણ મૂર્ખ પાસે જાય તો પંડિતાઇ શી રીતે પ્રાપ્ત થાય? નજ થાય. ધનવાનનો શરણુંગત ધનાઢ્ય થાય; ગુણવાનનું શરણ લેનાર ગુણી થાય; વિવેકી પાસે વસનાર વિવેકવિનય સંપન્ન થાય; જે જેવો હોય તે સામાને પોતાના જેવો કરે. માટે જેણે કાળનો જય કરેલો હોય, તેવા પુરુષના શરણમાં માર્કંડેય રહે તો તે પણ ચિરંજીવી થાય; માટે તમે એક જિતકાલ નામે ઋષિ છે તેમના શરણમાં તેને મેલી આવો. તે માર્કંડેયના

કાલને હાંકી કાઢશે; ને માર્કંડેય દીર્ઘજીવી થશે.

**દેવર્ષિનારદ**—[ આશ્ચર્ય પામીને ] હે કૃપાઘન! એ જિતકાલ ઋષિની સ્થિતિ ક્યાં છે? ને તેઓ અમને ક્યાં મળશે?

**શ્રીવિષ્ણુભગવાન્**—દક્ષિણ સમુદ્રના કીનારાપર ઘણો સુપ્રસિદ્ધ તે મહાત્માનો નિવાસ એક પર્ણકુટિમાં છે. તમે તે સમુદ્ર તટપર જશો કે તુરત તેમનાં તમને દર્શન થશે, ને તે તમો બન્ને મહાત્માઓનો સારો આદરસત્કાર કરશે; તથા તમારે ત્યાં જે કાર્ય સાધવાનુ છે તે તેઓ પોતાની મેળેજ તમારી પાસેથી માગી લેશે; ને તેમનાં વચનોજ તમારા હૃદયને હર્ષના રંગથી રંગી દેશે.

**નારદ**—(સનકાદિકપ્રતિ) ભાઇ સનક અને ત્રણે ભાઇઓ! હવે શા સારુ વિલંબ સેવાય છે? ચાલોને દક્ષિણ મહોદધિના તટપર કે જેથી ચિંતાજ્વરથી મુક્ત થઇએ?

**સનકાદિક**—હાસ્તો, ત્યારે. **कृतस्य करणं नास्ति मृतस्य मरणं नहि** ( કરેલનું કાંઇ કરવાનુ નથી ને મૂએલાનું મરણ નથી. )

તે પછી શ્રીનારદ અને ચારે સનકાદિક ભાઇઓ અને છઠ્ઠા માર્કંડેય સાથે દક્ષિણ સમુદ્રના તટપર ગયા, ત્યાં પરમાત્માના અનન્ય ઉપાસક તત્ત્વનિષ્ઠ શ્રીમન્ જિતકાલ યોગીના હૃદયમાં સ્ફુરણ થયું કે કોઇ છ અતિથિઓ કાંઇક અર્થેચ્છાથી મારા ભણી આવવા વૈકુંઠમાંથી નિકળ્યા છે, માટે સજ્જનોનો ધર્મ છે કે જે પોતાને ચહાય તેને અનાયાસે વિનાપ્રયાસે પ્રાપ્ત

થવું. તેથી પોતે હાથમાં એક પાણીનું તુમડું લઈને સમુદ્રના તટ ઉપરજ ફરવા લાગ્યા હતા. દૂરથી આકાશ માર્ગથી એ છને ઉતરતા જોયા. ને તે છએ જણા સમીપમાં આવ્યા ત્યારે નારદ પ્રતિ તે મુનિ બોલ્યા કેઃ—

જિતકાલ મુનિ—કેમ નારદ ! વિષ્ણુ ભગવાને મોકલ્યા કે !

નારદ—( સહાશ્ચર્ય ) જી હા ગુરો !

જિતકાલ—કોને કાલ કનડે છે ?

નારદ—( માર્કંડેય પ્રતિ ) ઉભા થઈ, સાષ્ટાંગ કરી, કરસંપુટ કરીને ઉભા રહો.

નારદનું બોલવું સાંભળી માર્કંડેયે ઉઠીને ઉપરા ઉપરી સાતવાર દંડવત્ પ્રણામ કર્યાં; ને પછી બે હાથ જોડી તે જિતકાલ યોગી પાસે ઉભા રહ્યા. ત્યારે તે જિતકાલયોગીએ પ્રત્યેક પ્રણામની અંતે काळवंचकोभव ( કાળને છેતરનારો થા. ) એવા સાતવાર આશીર્વાદો દીધા તેથી તે સાત આશીર્વાદો નારદ અને સનકાદિકે સાંભળ્યા. ને માર્કંડેયે પણ સાંભળ્યા. પછી તે મુનિ તે સર્વ મંડળીને પોતાની પર્ણ કુટિમાં લાવ્યા ને સર્વ ને સુંદર ફલ મૂલાદિકનું ભોજન આપ્યું, પછી થોડો સમય મુનિએ નારદ અને સનકાદિક સાથે બ્રહ્મવિચાર તથા ભજનાનંદના મહિમા સંબંધી કેટલોક વાત વિનોદ કર્યો, પછી મુનિરાજ બોલ્યા કે હે નારદ ! હે પ્રભુના પરમભક્ત ! તમોએ આ પર્ણકૂટી પવિત્ર કરી, મને આપનો આભારી કર્યો છે. ને આપે મારો એક મોટો ઉપકાર કર્યો છે. કે હું સન્નિધ-

કાળ માર્કંડેયને જોવાની ઈચ્છા કરતો હતો તે તમે મને મેળવી આપ્યા, કારણ કે તેમને દ્વાદશ વર્ષના અંતે અને ત્રયોદશમા વર્ષનો પ્રવેશ થતાં કાલપ્રાપ્ત થવાના છે. માટે મને પણ બહુ દિવસથી કાલ ભગવાનના દર્શનની ઇચ્છા છે. તે ભલે માર્કંડેયને પ્રાપ્ત થશે તો મને પણ તે કાલ ભગવાનનાં દર્શનનો લાભ તો મળશે. માટે ભલે હવે હમણાં માર્કંડેય મારી પાસેજ રહે. ભલે એ નિમિત્તે પણ મારી ઘણા દિવસથી ઉપજેલી કાલ દર્શનની ઈચ્છા તો પૂરી થશે ? હું જોઉં જોય એ કાલ કેવા છે ? ને શી રીતે તેમની પાસે આવે છે ?

જિતકાલ મુનિ—નારદ ! હવે તમારે તથા સનકાદિકને યથેષ્ઠ સૌ સૌની ઈચ્છા પ્રમાણે જ્યાં ગમન કરવું હોય ત્યાં ભલે પધારો. ને ફરીવાર પણ કોઈ પ્રસંગે દર્શન આપતા રહેજો. ને આ તમારા માર્કંડેય વિષે લેશ પણ શંકા રાખશો નહિ, ને જાણજો કે તમારા આશીર્વાદો તેમને ફળ્યા. ને તમે પ્રતિજ્ઞાભંગ નહિ પણ સત્ય પ્રતિજ્ઞ તથા સત્યવચસ થયા.

નારદ—હાશ ! હાશ ! ! હાશ ! ! ! હવે શાંતિ તૃપ્તિનો અનુભવ થયો. હશે હવે નિવૃત્ત થયા. હવે જે કામ કરવાનું હતું તે સિદ્ધ થયું. વૈકુંઠમાં ગયા પણ જેવી શાંતિ–તૃપ્તિ અને સંતોષ અહીં થયો; તેવું ક્યાંઈ પણ થયું નથી. વાહરે વાહ ? ધન્ય છે ! મુનિ જિતકાળને ! કે જેમણે અમને મીથ્યા ભાષણના પાપથી બચાવ્યા. જ્યાં સુધી આવા જિતકાલમુનિ જેવા મહા પુરુષ ! પૃથ્વીમાં વિદ્યમાન છે ત્યાં સુધી આ

ભારતવર્ષની વસુંધરા દેવીને પણ અતુલ ધન્યવાદ ઘટે છે. હે મહા પુરુષોના ચરણકમલોવડે નિરંતર પુનિત થયેલી વસુંધરા ! તું વિના સંયમે મહા યોગિની, વિના શુભ ક્રિયાએ મહાદેવી, વિના તપે મહા તપસ્વિની અને વિના બ્રહ્મજ્ઞાને તું સાક્ષાત્ મૈત્રેયી ગાર્ગી જેવી જ્ઞાન સંપન્ન બ્રહ્મનિષ્ઠા છું; તથા તે મહાપુરુષોનાં ચરણ સરોરુહને નિરંતર ધારણ કરનારી હોવાથી સર્વ મહા સતીઓમાં અગ્રગણ્ય સતી છું. હે દેવિ ! હું શું તારા વિશાળ ભાગ્યનાં વર્ણન કરું ? તું બહુ રત્ના કેહેવાઉછું માટે તે તારા બહુ રત્ના નામને આજે તેં યથાર્થ સાર્થક કરી બતાવ્યું છે. માટે હે ભારતભૂમિ ! તને મારું વારંવાર વંદન હો. અહો હો ! જ્યાં સુધી પૃથ્વીપર આવા જિત્કાળમુનિ સરખા મહાનુભાવ પુરુષો વસે છે ત્યાં સુધી પૃથ્વીના જીવો માત્ર તેમનાં દર્શન, તેમનો સહવાસ અને તેમનું શરણ ન ઇચ્છતાં સ્વર્ગ, બ્રહ્મલોક, કૈલાસ અને વૈકુંઠની અપેક્ષા શા માટે રાખતા હશે ? ત્યાં શું વધારે છે, ને અહીં નથી. અથવા શ્રીકાશી, શ્રીજગન્નાથ પુરી, શ્રીશ્વેતબંધુ રામેશ્વર, શ્રીદ્વારામતિ અને શ્રીબદરીનારાયણની યાત્રાએ ફરી ફરી શો વિશેષ લાભ મેળવતા હશે ? જો કાંઈ લાભ માનીએ તો માત્ર આવા મહાશયોનાં દર્શન એજ; જેમ સૂર્યનારાયણનું એકજ કીરણ અંધકાર વાળા પ્રદેશમાં પડતાં જેમ મનુષ્યોનાં નેત્રો તે સ્થળના સર્વ પદાર્થો જોઇ શકે છે, તેમ આવા સંતનું માત્ર જરા કૃપાકટાક્ષ પડતાં જીવ પણ શિવરૂપ થઈ જતાં સર્વજ્ઞપણું પામે છે.

આવા પુરુષોને શી શી ઉપમાઓ આપી વખાણીએ? પૃથ્વીમાં સંત પુરુષોને દેવા યોગ્ય ઉપમાઓ કે તેમનું મહાત્મ્ય સરખાવવાનાં પ્રમાણોજ મળી આવતાં નથી. માટે તે મહા યોગી પોતે પોતાના જેવાજ, એટલું બોલી મૌન ધરી મારા મનને સંતોષ પમાડું છું.

જેણે અંધકારનાં દર્શન કર્યાંજ નથી, એવો અગ્નિ કે સૂર્ય તે અંધારું નિવારણ કરેજ એ તો એક બાળકથી પણ સમજાય એવું છે; તેમ જેણે કાળને કોઇ દિવસ દિઠોજ નથી, જેનાથી કાલ ત્રાસે છે, ત્યારે તે પુરુષ કાલથી માર્કંડેયને બચાવે, એ પણ નિઃસંદેહ સમજાય એવું છે. માટે મારે તો ખરું કલ્પવૃક્ષ, સ્પર્શમણિ, કામદુઘા, માનસરોવર, અક્ષય ભંડાર અને સમસ્ત ઋદ્ધિ, સિદ્ધિ તે આ જિત્કાળ મુનિજ છે. સાક્ષાત્ મહાવિષ્ણુ પણ એમ બોલ્યા છે કે સૂના વૈકુંઠમાંથી કાળ માર્કંડેયને લઇ જાય તો હું કાંઇ ના જાણું? ને આતો એમ કહે છે કે,-મેલી જાઓ હું જોઉ છું જોય કેવો કાળ આવે છે? ને એ બાને મારે પણ કાળનાં દર્શન થશે. માટે ખરેખરી રીતે જોતાં આ મહામુનિજ માર્કંડેયનો કાળ અટકાવશે. ને તેથી તે પોતે ચિરંજીવી થઇ શકશે. માટે હવે હું શા માટે વિલંબ કરું છું?

**નારદ**—કેમ સનકાદિક ભાઇઓ! હવે આપણે માર્કંડેયને આ મહામુનિ જિત્કાળને સોંપીને આપણે છુટા થઈશું કની?

**સનકાદિક**—હાસ્તો; ત્યારે હવે ક્યાં સુધી બધે

ભટકવું છે ?

**નારદ**—હે મારા પ્રિતીપાત્ર માર્કંડેય ? જો બાપુ તું આ મારાં વચનો ધ્યાન રાખીને સાંભળજે.

**નારદ**—[ માર્કંડેય પ્રતિ ] માર્કંડેય ?

**માર્કંડેય**—જી ! કહો મહારાજ શિ આજ્ઞા ?

**નારદ**—આ આજ્ઞા એ છે કે, આ જિતકાલ મુનિ તે તારાં સાચાં માતાપિતા, તારા સાચા બંધુ અને તારા સદ્ગુરુ અથવા શ્રીપરમેશ્વર તુલ્ય માની, તું હમેશ તેમની તન, મનથી અહર્નિશ સેવાભક્તિ કરી તેમને આધીન રહેજે. ક્યારે પણ તેમનાથી પ્રતિકૂલ વર્તન ન કરતાં તેમનેજ અનુસરી સદ્વર્તન દ્વારા તેમની કૃપા મેળવજે. પ્રતિક્ષણ તેમની પાસે સેવા માટે યાચના કરજે. તારા શરીરના સંરક્ષણની ઇચ્છા નહિ કરતાં પણ પ્રતિક્ષણ તેમની સેવા ભક્તિ કરજે. હવે તું એમજ માનજે કે ' જે મને દ્વાદશ વર્ષના અંતે મૃત્યુ પ્રાપ્ત થવાનો છે માટે આ મારું કાળના ભોગ રૂપ શરીર મેં મારા સમર્થ ગુરુ શ્રીકાલજિત યોગીને અર્પણ કર્યું છે ? એમ માની જરા પણ દેહાભિમાન રાખીશ નહિ. ને ' મારાં તન–મન સૌ ગુરુદેવનાંજ છે ' એમ માની શરીર કે મનમાં જરા પણ ક્ષોભ પામીશ નહિ. જેમ મોટી સંપત્તિ ગરીબ માણસથી સચવાતી નથી, તો તે જેમ કોઇ શ્રીમંતને ત્યાં સોંપવામાં આવે છે, તેમ તારી પણ આ દેહરૂપી સંપત્તિ મહાસમર્થ જિતકાળ યોગીનેજ સોંપી દઇ, તન–મનના સુખ દુઃખની સ્પૃહા રાખી તેમાં જરા પણ અભિનિ-

વેશ નહિ રાખતાં મારાં તનમન ગુરુ દેવનાં છે એમ માની, તનમનથી ગુરુની સેવાજ કરજે. જે સદ્‌ગુરુની આજ્ઞા પ્રમાણે તનમનનો ઉપયોગ કરાય છે, તેજ સાચી ગુરુ સેવા છે. સદ્‌ગુરુની સેવા કરતાં દેહ છુટી જાય, મન મુઝાઈ જાય, કે મૃત્યુ વશ થવાય તો પણ તે સેવાનો ત્યાગ સારા શિષ્યો કરતા નથી. સદ્‌ગુરુની સેવામાં તનમનનો ઉપયોગ થતાં કદાચ દેહ છુટી જાય તો પણ તે દૃઢ શ્રદ્ધાવાળો સુજ્ઞ શિષ્ય વિના દેહે પણ સદા જીવતોજ છે, એમ સમજવું. શ્રીસદ્‌ગુરુની સેવામાં જે જીવન ગળાય છે તેજ સાચું જીવન છે, માટે તારે પ્રતિદિન ગુરુકૃપારૂપી ધન મેળવવા પ્રીતિ રાખવી. તારું ખરું ધનજ સદ્‌ગુરુ કૃપા છે, માટે જેવી રીતે લોભી ધન મેળવવામાં આસક્તિ રાખે, તેવી તારે અધિકાધિક ગુરુ કૃપા મેળવવી. તારે ક્યારે પણ યથેષ્ટા ચરણ ( મરજી પ્રમાણે વર્તન) કરવું નહિ, ગુરુની આજ્ઞા વિના આ પર્ણકુટી છોડીને ક્યાંઇ જવું નહિ. તને જ્યારે ગુરુ દેવ કોઈ કામ માટે બહાર જવા કહે ત્યારે સ્થૂલ શરીર ને તારુ અંતકરણ એ ઉપર રહેલી તારી મમતાનો ત્યાગ કરી મારાં તનમન ગુરુ દેવનાંજ છે એવો નિશ્ચય દૃઢ કરીને જવું. પ્રતિક્ષણ મે મારું શરીર અને અંતઃકરણ શ્રીસદ્‌ગુરુને અર્પણજ કરી દીધાં છે. એવી મતિ નિશ્ચય રાખજે. એનું વિસ્મરણ જરા પણ કરીશ નહિ. મારાં તનમન જિતકાળ મુનિનાં છે, મારાં નથી. હું જિતકાળ મુનિનો છું; જિતકાળ મુનિએજ મારુ શરણ છે; આ પ્રમાણે સ્મરણ કરતાં તને બારે રુદ્ર કાળનાં

રૂપ ધરીને આવશે તો પણ લઈ શકશે નહિ. તમારા ગુરુ દેવનું અપરિમિત પ્રાબલ્યને અસાધારણ શક્તિ મેં જોઈ છે. હે માર્કંડેય ! ઉપર બતાવેલી શિખામણનું વિસ્મરણ એજ તારે તારું મરણ જાણવું.

નારદ અને સનકાદિક—[ સનમ્ર-સવિનય. ] જિતકાળયોગીને પ્રણામ પૂર્વક વિનંતી કરે છે કે,-મહાનુભાવ ! અમે આ માર્કંડેયરૂપ અમારી થાપણ કે જે શ્રીવિષ્ણુને સોંપતાં પણ અમને વિશ્વાસ આવ્યો નહોતો, તે અમે આપને સોંપીએ છીએ.

જિતકાળ—જેવી તમારી ઇચ્છા. જ્યારે જોઇએ ત્યારે તમારી થાંપણ પાછી લઈ જજો.

એ પ્રમાણે માર્કંડેયને જિતકાળમુનિને સોંપ્યા; ને પછી નારદ બ્રહ્મલોકમાં તથા સનકાદિક બદરીકાશ્રમમાં સિધાવ્યા.

તે પછી શ્રીકાલજિત મુનિની પાસે માર્કંડેય રહ્યા. ને કાલજિતમુનિએ પોતાના એક બાલકની પેઠે માની ઘણા પ્રેમથી તેને ધીમે ધીમે સરહસ્ય સંયમોપદેશ કરી, સંયમ ઉપર શ્રદ્ધા ઉપજાવી; ને પછી સુદૃઢ વૈરાગ્ય સિદ્ધ કરાવ્યો. તે પછી તેને યમ નિયમનો ઉપદેશ કરી, તે સાધ્ય કરાવ્યા તે પછી તેને ઉપયોગી આસનો દૃઢ કરાવ્યાં, ને તે પછી પ્રાણાયામોનો અભ્યાસ કરાવી, પ્રાણ અને મનનો જય કરાવ્યો, તે પછી તેને ઉપયોગ પુરતી મુદ્રાઓનો અભ્યાસ કરાવી,

સમસ્ત પ્રત્યાહારની કળાઓ શિખવી. ને તે સુસિદ્ધ થતાં હવે માર્કંડેયને કાલનો જય કરવાની અગત્ય હોવાથી તેને કાળનું વંચન કરવાની ધારણાનો અભ્યાસ ચલાવ્યો. તેમાં પણ સર્વ પ્રકારની પ્રત્યાહારની કળાઓ સાથે જેનો હઠયોગ સિદ્ધ થયેલો છે, એવા એ માર્કંડેયે કાળનું વંચન કરવાની ધારણા સમજપૂર્વક પોતાના સદ્ગુરુ શ્રીજિતકાળમુની પાસેથી સાંભળીને તે ધારણા પણ તેણે સિદ્ધ કરી અને તેનો પણ પુનઃ પુનઃ અભ્યાસ કરી તે અભ્યાસ પરિપૂર્ણ પકવ થયો છે, એમ પોતાના ગુરુને તેણે ખાતરી કરી આપી. પછી પ્રતિદિન વિનયસહિત પોતાના સદ્ગુરુશ્રી કાલજિતની પાસે રહી અન્ય વેદ વેદાંતાદિનું અધ્યયન કર્યું, તત્વજ્ઞાન સંપાદન કર્યું, ને પરમાત્માશ્રીનો પણ સાક્ષાત્કાર કરી, તે થોડા દિવસમાં કૃતાર્થ પણ થયો. પછી બારમુવર્ષ પુરું થવા આવ્યું ને તેરમાનો પ્રવેશ થવાનો તથા દેહનું અવસાન અથવા કાલના આગમનનો સમય પોતાના સંયમદ્વારા જાણી, પોતાના ગુરુને કહ્યું કે મને હવે આવતી કાલે મારા દેહનો અંત થાય એમ હૃદયમાં થતા ક્ષોભથી જણાય છે; માટે આપની આજ્ઞા હોય તો હું મારા અભ્યાસમાં સ્થિત થાઉં તે સાંભળી ગુરુએ કહ્યું કે હે બાલયોગી! તું અજર અમર થયો છું. તું કાલનું વંચન કર્ય ને તે કાલવંચનનો પ્રકાર તેં સિદ્ધ કર્યો છે. માટે આજે બારમા વર્ષનો છેલ્લો દિવસ છે ને કાલે તેરમા વર્ષનો પ્રવેશ—એટલે તેરમા વર્ષનો પ્રથમ દિન છે, માટે વખતે તારો જીવ જો બ્રહ્મરંધ્રની નીચે રહેલો જોવામાં

આવશે તો તને કાળ લઈ જશે, માટે તું બારમા વર્ષનો છેલ્લો અને તેરમાનો પહેલો એ બે દિવસ કુંડલિની શક્તિ સહિત તારા પ્રાણુ અને મનને બ્રહ્મરંધ્રમાં લઇ જઇ, શ્રી પરમાત્માના દિવ્યસ્વરૂપનું દર્શન કરી, તે મહાશરણુરૂપ બ્રહ્મરંધ્રમાંજ નિવાસ કર્ય. એટલે તને તે આવેલો કાળ લઈ શકશે નહિ પછી તે આવી હારીને પાછો જશે, જેમ કોઇ નાના રાજ્યનો શિક્ષાપાત્ર થયેલો અપરાધી, પોતાના સારા પુરુષાર્થદ્વારા મોટા સામ્રાજ્યના અધીપતિ ( ચક્રવર્તી રાજા ) નું શરણુ મેળવી, તેમના સાનિધ્યમાં જઇને રહે તો તેને જેમ કોઈથી કાંઈ થઈ શકતું નથી; તેમ જીવ પણુ બ્રહ્મરંધ્રમાં રહેલા પરમાત્માની શરણે ગયેલો હોય તો તેને પણુ મૃત્યુકાલથી લઇ શકાતો નથી.

ब्रह्मद्वारार्गलस्याधो देहं कालप्रयोजनम् ।
तस्मादुर्ध्वपदं देहं नहि कालप्रयोजनम् ।

( બ્રહ્મરંધ્રથી નીચે રહેલા જીવનેજ કાળ પોતાને વશ કરવા સમર્થ થાય છે; અને તે શરીરના ઊર્ધ્વ ભાગમાં અર્થાત્ બ્રહ્મરંધ્રમાં સ્થિત થયેલા જીવને કાળ વશ કરી શકતો નથી. )

તે પછી તે માર્કંડેય પાકો સિદ્ધ બાળયોગી થયો, ને તેણે પોતાના મહાસમર્થ શ્રીસદ્ગુરુ કાલજિતમુનિના ઉપદેશ પ્રમાણે ધારણાના પ્રયોગથી બારમુ વર્ષ ઉતરવાનો છેલ્લો દિવસ તથા તેરમા વર્ષનો પહેલો દિવસ યોગકળા દ્વારા પોતાના જીવને પ્રાણુ તથા મનને બ્રહ્મરંધ્રમાં રાખી

પરમાત્માના દર્શનદ્વારા અનવધી સુખનો અનુભવ કરતાં પોતાના જીવને નિર્ભય કર્યો, ને પોતે પોતાના આવેલા કાળને છેતરીને પાછો કાઢયો.*

આ પોતાના શિષ્યના પુરુષાર્થનો પ્રભાવ પણ તે સિદ્ધયોગી ત્રિકાળજ્ઞ અને સંયમદ્વારા સર્વ સૃષ્ટિના બનાવોને જોઈ શકનારા મુનિજિતકાળે જાણી લીધો કે માર્કંડેયે કરવાનું કરી લીધું, ને તે સિદ્ધયોગી બન્યો. હવે એને શા માટે બેસારી મેલવો ? હવે તે યથેષ્ટ જિવન્મુક્તના સુખનો અનુભવ ભલે કરે. પછી તે પોતાના કૃપાપાત્ર માર્કંડેય પાસે આવીને બોલ્યા કે પુત્ર મૃકંડ ! હવે તું કૃતકૃત્ય થયો. દીર્ઘાયુષી તથા ચિરંજીવ થયો. હવે તને મહાદેવજીના 'દ્વાદશવર્ષાંતેવિનાશ' એવા વચનનો ભય નિવૃત્ત થયો. અને નારદ, સનકાદિક, બ્રહ્મા તથા શેષનારાયણનાં વચનો સત્ય થયાં, તારો પુરુષાર્થ સફળ થયો, ને મને કાળનાં દર્શન પણ થયાં નહિ. હવે તારાં માતા પિતાની આશા

* આ ઠેકાણે વાચકને સંદેહ ઉપજશે કે આ કાલવંચનની વાત આ લેખકે કપોલકલ્પિત લખી હશે કે આ વાત શાસ્ત્રથી સાબીત હશે ? તો તેવા સજ્જન મહાશય વાચકને વિનંતી કે, જેમને તે કાલવંચનનો પ્રકાર પોતાના મનના ઉત્સાહ માટે વાંચવાની ઇચ્છા હોય તેમણે મહાનુભાવ પરમપૂજ્ય સદ્‌ગુરુ શ્રીમન્યોગવિદ્વરિષ્ટ મહાત્માશ્રી **નથુરામશર્મા** પ્રણીત "યોગકૌતુભ" ત્રીજી આવૃત્તિમાંથી પંદરમી પ્રભા વાંચવી.

લ. પી. ગો.

સફળ થઇ; ને તેમની તપશ્ચર્યા પણ સફળ થઇ. હે પુત્ર ! હવે પછી જેમ તે કાળનું આગમન જણાય ત્યારે તારે આ પ્રમાણેજ કાળનું વંચન કરવું. ને યથેષ્ટ જીવન ભોગવી, જીવન્મુક્તનું સુખ ભોગવવું. હવે તો મારે તને નારદની સાથે તારે ઘેર મોકલવો છે.

એટલું કહેતામાં શ્રીનારદ બદરીકાશ્રમમાં ગયા હતા, ત્યાં સનકાદિકને તેમણે કહ્યું કે,–હે ભાઇ સનકાદિક ! હવે જે આપણે શરણંગત માર્કંડેયને જિતકાળમુનિ પાસે મેલી આવ્યા હતા તેને બાર પુરાં થઇ તેરમું વર્ષ બેઠું. ને પાંચ સાત દિવસ તે ઉપર પણ થયા. માટે હવે તે જીવતો હશે કે કાળવશ થયો હશે ? માટે હવે ચાલો, તેની સંભાળ લેવા જઇએ. મને તો આજ પ્રભુના સ્મરણ–ધ્યાન કાળેજ તે બાળક સાંભરી આવ્યો. તેથી હું તમારી પાસે આવ્યો છું. માટે ચાલો, આપણે તેની સંભાળ કાઢીએ ? કારણ કે જો આપણે સંભાળ નહિ કાઢીએ, તો એ મહાશય કાલજિત મુનિ કહેશે કે, જૂઓ નારદ અને સનકાદિક માર્કંડેયને લાવી અહીં મેલી ગયા; પણ પછી જરાએ તેની સંભાળ લીધી નહિ ? માટે હવે આપણે ત્યાં જવું જોઇએ.

સનકાદિક—દેવર્ષિ ! આપ સત્ય કહો છો, એ પણ વ્યવહારમાં નીતિ ગણાય છે કે, કોઇ પણ વિઘ્ન નિવારવા વિશ્વાસ આપી જેને અભય વચન આપ્યું, તો તે કામ આપણાથી ન થતાં અન્ય પાસે કરાવવાનો પ્રયત્ન કર્યો, તો આપણે તે આપણા વતીનું આપણું કામ કરનારને પુનઃમોજ

ન બતાવવું ? એ ઉચિત ગણાય નહિ. માટે ચાલો, ત્યારે અત્યારેજ ત્યાં જઇએ શુભસ્યશીઘ્રમ્ શુભ કામ ત્વરાથી કરવું.

પછી નારદ અને સનકાદિક બન્ને સાથે મુનિવર્ય શ્રી જિતકાલ યોગીના આશ્રમમાં આવવા લાગ્યા; આવતાં માર્ગમાં શ્રીનારદ સનકાદિકને કહે છેઃ—

**શ્રીનારદ**—ભાઇઓ ! આપણે આનંદથી હર્ષભરિત હૃદયે જિતકાલમુનિ પાસે જઇએ છીએ, પણ ત્યાં માર્કંડેયને શો પરિણામ આવ્યો હશે ? તે હજુ જીવિત ધારણ કરતો હશે કે નહિ ?

**સનકાદિક**—ભાઇઓ ! હજી સુધી કોઇ પણ રીતે આપણા ઉંડા અંતઃકરણમાં ત્રાસ કારક ધ્રાશકો પડયો નથી પણ ઉલટો ઉત્સાહ તથા ઉમંગ પ્રકટે છે. હૃદયમાં હર્ષ ઉભરાય છે. તેથી માર્કંડેયનું અનિષ્ટ નહિ, પણ કાંઇક ઇષ્ટ થયું હોય એમ જણાય છે.

**સનંદન**—અરે ભાઇ ! આ સામી પાસ દૃષ્ટિ કરો પેલું હરિણોનું યુથ ( ટોળું ) આપણી જમણી પાસ થઇને જાય છે. તે આપણને માર્કંડેયનું શુભ ભાવી સૂચવે છે.

**સનાતન**—અરે ભાઇ એ નહિ તો હવે આ જુઓ, આ એક સૌભાગ્યવતી માલિની પુષ્પવાટિકામાંથી સુંદર સુવાસિત પુષ્પો વીણી પુષ્પોની છાબડી લઇને હર્ષ ભરિત હૃદયે ચાલી જતી સામી મળી. હવે આ પ્રત્યક્ષ માર્કંડેયનું શ્રેષ્ટ સૂચવે છે.

**સનત્કુમાર**—અરે આ પ્રથમ સવત્સા ધેનુજ સામી

મળી ને શું ? અરે એટલુંજ નાહ પણ જુઓ જુઓ ઓલ્યું સામેથી પોતાના ગુરુની પાસેથી વેદાધ્યયન કરીને શાંતિ સુક્તનો પાઠ કરતું વિદ્યાર્થીઓનું આખું વૃંદ (ટોળું) સામું ચાલ્યું આવે છે. અરે ભાઈ ! આ બીજું કૌતક જુઓ તેની પણ પાછળ કુમારીકાઓનો સમૂહ ગંગાતટે આજે જ્યાં પાર્વતીનું વ્રત છે; માટે પાર્વતીજીનું પૂજન કરી મંગળગીતો ગાતો સામો ચાલ્યો આવે છે; આ ઉપરથી અવશ્ય સમજાય છે કે માર્કંડેયનું કોઈ પણ રીતે શુભ થયેલું છે. ને તે પૃથ્વીપર વિદ્યમાન છે.

નારદ—ભલે, ત્યારે આપણે પણ એજ જોઈએ છીએ. તે પછી તે સર્વ ઋષિમંડળ કાલજિતના આશ્રમમાં ગયું. તો ત્યાં માર્કંડેય પ્રમુખ અન્ય પણ કેટલાક ઋષિઓનો સમાજ ભેગો થઈ બેઠેલો છે; ને મહર્ષિ કાલજિત મુનિ સંયમ મહિમા વિષે સ્પષ્ટાક્ષરમાં અસ્ખલિત વાગ્ધારાથી ભાષણ આપે છે ને સર્વ શ્રોતા મંડળનાં ચક્ષુઓ મેષોન્મેષરહિત સ્થિર થઈને કાલજિત મુનિના સામું જોઈ રહ્યાં છે. એવા સમયમાં આ નારદ અને સનકાદિક ત્યાં પહોંચ્યા, અને સર્વ સભા મંડળને યથોચિત્ પ્રણામાદિ કરી આવી સભામાં બેઠા. આવેલા પરોણાઓને કાલજિત મુનિએ પ્રેમભરિત નયનો અને અર્ધસ્મિતથી નમન કરી તેમનો સત્કાર કર્યો.

તે પછી ભાષણ પૂર્ણ થયું, એટલે બહારથી આવેલા મુનિઓ ત્યાં કાલજિતને અભિવંદન કરી સૌ સૌને ઠેકાણે ગયા. કાલજિત ઉપદેશ ભાષણના કામથી નિવૃત્ત થતાં નારદ

અને સનકાદિક સામું જોઇ કાંઇક હાસ્ય કરીને બોલ્યા કે–

હે મહાત્માઓ આ તમારો માર્કંડેય! તમારા જેવા પરમાત્માના અનન્ય ભક્તોના આશીર્વાદ શું વૃથા જાય? તમે, બ્રહ્મા, શેષનારાયણ એ સર્વના અભિપ્રાય વિરુદ્ધ કામ બિચારા કાલથી બની શકે?

હે મુનિઓ! તમારા જેવા મુનિઓની સહાય્યથી માર્કંડેયે તો કાલને પણ હાંકી કાઢયો. સંતપુરુષોની કૃપાથી શું શું નથી થતું? ને મહાત્માઓના રક્ષિતને કોઇ પણ શું અનિષ્ટ કરી શકે એમ છે? માટે હે નારદ! અને સનકાદિક! આ તમારી થાંપણ રૂપ તમારો માર્કંડેય સંભાળી જુઓ. હે નારદ! સનકાદિક! તમારાં વચનો માર્કંડેયને સાચાં પડયાં: તે અલ્પાયુષી હતો તે દીર્ઘાયુષી થયો: ચિરંજીવી થયો: હે અકારણ કૃપા કરવાના સ્વભાવવાળા મહર્ષિઓ! તમારાં અમોઘ વચનો શું નિષ્ફળ થાય? કદાપિ નજ થાય. હે મુનિઓ! તમારી કૃપાથી માર્કંડેયે પોતાના મૃત્યુને પાછો વાળ્યો: ને તે નિરાશ થઇ પાછો ગયો. તે કદાચ પાછો ફરી સંભાળ લેવા આવશે? તો શું કરીશું? એવી આપને શંકા થાય તો તેના પ્રત્યુત્તરમાં એકે, તમારાં વચનોને સિદ્ધ થવા દેવા, મૃત્યુને પાછો વાળવા તથા કાલને વંચન કરવાનો, તેના માથે પગ મૂકવાનો જે ઉત્તમ ઉપાય છે તે તથા બળ છે તે માર્કંડેયને સ્વાધીન કર્યાં છે. હવે જ્યાં સુધી માર્કંડેયને જીવવાની ઇચ્છા હશે ત્યાં સુધી તે જીવી શકશે. આજ સુધી માર્કંડેય કાળને આધીન હતો, કાળની સત્તા

માર્કંડેય પર હતી, પણ હવેથી તો માર્કંડેયે પોતાના પુરુષાર્થથી કાળને સ્વાધીન કર્યો છે. અને તેણે પોતાની સત્તા કાળ ઉપર સ્થાપી છે. માટે અચાનક કે અણધાર્યો કાળ આવીને તેને લઇ જાય એમ નથી. માટે હવે એ કેવળ નિર્ભય થયો છે. હવે કદાચ તેના ઉપર રુષ્ટ થઇને અગિઆરે રુદ્રને ભેગા લઈને સાક્ષાત્ સદાશિવ આવે તો પણ માર્કંડેયને કાંઈ થઇ શકે તેમ નથી. માર્કંડેય હવે સ્વેચ્છા મૃત્યુવાળો થયો છે. પોતાની ઇચ્છા આવે ત્યારે તે દેહનો ત્યાગ કરે. એના આયુષ્યનો અવધિ, કે આ યુગમાં આલોકમાં ચાલતું કોઇ પણ કાલનું પ્રમાણ તેને પ્રતિબંધક નહિ થતાં તેની ઇચ્છાજ તેનું મૃત્યુ ઉપજાવશે.

શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

"आलस्यमेव प्रत्यक्षः मृत्युरस्ति शरीरीणाम् ॥

ભાવાર્થ—માણસ માત્રનું મરણ પોતાનું આલસ્ય છે."

એ વચન માર્કંડેયે સત્ય કરી બતાવ્યું છે.

આ વચન સાંભળી નારદ અને સનકાદિક આશ્ચર્ય પામ્યા. ને પછી શ્રીકાલજિત મુનિએ તે માર્કંડેયને કહ્યું હે વત્સ! માર્કંડેય! તું અહિં આવ્ય અને આ તને અભયવર આપનાર તથા દીર્ઘજીવી કરનાર નારદ અને સનકાદિક ઋષિઓને જો, અને તેમને તું વંદન કર્ય. હે પુત્ર! તેં જે મૃત્યુને માથે પગ મૂકવાની વિદ્યા સંપાદન કરી, તે તે મુનિઓનોજ પ્રતાપ સમજજે.

સનકાદિક—અરે નારદ! આ તે આશ્ચર્ય કેવું? આ

કાલજિત મુનિનો પ્રભાવ તો જુઓ, વાહ! વાહ! ધન્ય! મહાયોગી! ધન્ય છે, આપને. અમે કે જેઓ આપના શિષ્યત્વની ઇચ્છા કરીએ છીએ કે જેણે આ માર્કંડેયને સારૂં વિધિના લેખપર મેખ મારી છે, શંકરનાં વચન ઉપર છેક મારી છે ને માર્કંડેયને માટે માત્ર બારજ વર્ષનો આયુષ્ય જે સદાશિવેજ નિર્માણ કરેલો હતો તેને મિથ્યા કરી માર્કંડેયને સ્વેચ્છા મૃત્યુવાળો કર્યો. આટલો બધો અદ્દભૂત જેમનો પ્રભાવ છે, છતાં જુઓને આપણી પ્રશંસાને આપણાં વચનોનો પ્રતાપ કહે છે? વાહ! મારા પ્રભુ! વાહ! મારા પૃથ્વીના પરમેશ્વર! ધન્ય છે, આપને; હે જગતના ઇશ્વર! અનેકવાર આપને ધન્ય છે. જે જગતના ઇશ્વર ગણાતા બ્રહ્મા, વિષ્ણુ અને શંકરથી પણ જે ન થઈ શકે તે કામ આપે કર્યું. છતાં આપ જે અમારી પ્રશંસા કરો છો એમાં અમારી નહિ, પણ આપનીજ વડાઇ ગણાય છે. સાધુપુરુષોનો સ્વભાવજ એવો હોય છે કે,-પોતાના ગુણો પર્વત સમાન ભારે ગૌરવતા વાળા હોય તથાપિ તેને છુપાવી રાઇના કણ જેવા લઘુ માને છે; ને અન્યના જે જે ખશ ખશના કણ જેટલા અલ્પ ગુણો હોય તેને પર્વત સમાન ભારે ગણી તેની પ્રશંસા કરે છે; પણ ગુણ દોષની પરીક્ષા કરનારાઓ તો ગુણવાનોને ઓળખીજ કાઢે છે.

**શ્રીકાલજિત યોગી**—દેવર્ષિ નારદ! અને સનકાદિક! તમે હવે માર્કંડેયને લઈ જઈ, તેનાં માતા પિતાને સોંપી આવો. એ બિચારાં નિરંતર પુત્ર શોકથી ઝુર્યા કરતાં હશે ને

માર્કંડેયને બારમું વર્ષ પુરું થયું ને તેરમું બેઠું ત્યારથીજ તેઓ પુત્ર સુખની આશાનો ત્યાગ કરી, નિરંતર દુઃખી થતાં હશે. માટે આ અંધયષ્ટિ સમાન તેમના પુત્ર માર્કંડેયને તમે અહીંથી સાથે લઈ જઈને તે મૃકંડમુનિ અને સુદેહાને સોંપો ને કહો કે તમારો પુત્ર ચિરંજીવી અથવા દીર્ઘાયુષી થયો છે. માટે હવે તમે બન્ને કેવલ ભગવત્પરાયણ થઇ પરમાત્માનો ઉપકાર માની તેમનું ભજન સ્મરણ કરો. આ માર્કંડેય પણ પુત્રનો ધર્મ સમજી, માતાપિતા જીવે ત્યાં સુધી તેમની પાસે રહી, તેમની સેવા ભક્તિ કરીને તેઓના જીવન પર્યંત તેમને આ લોકમાં સંતોષ પમાડે, ને તેમના દેહાંત પછી તેમનું આર્ધ્વ દૈહિક કર્મક કરી, તેમને પર લોકમાં સંતોષ પમાડે; ને તે પછી પોતાની ઇચ્છા હોય તો પોતાની જન્મભૂમિરૂપ માતાપિતાના સ્થાનમાં વાસ કરે અથવા પછી અહીં મારી પાસે આવીને રહે, કારણ કે આ શરીરને તો કાળ પોતાનો ગ્રાસ માનતોજ નથી. માટે જ્યારે ત્યારે પણ તે તો આ સ્થળે જિવન્મુક્ત સ્થિતિમાં હજારો કલ્પ સુધી વિદ્યમાનજ રહશે. માર્કંડેય મારી કોઇ પણ પ્રકારની ચિંતા ન કરતાં તેમનાં માતા–પિતા કે જેઓ પુત્ર સુખાસક્તિમાં બંધાયેલાં છે તેમની પાસે રહી, અવશ્ય તેમની તન–મન અને ધનથી સેવા કરી પ્રસન્ન કરે; માતા પિતાની સેવા કરવી એજ સુપુત્રનું પુત્રત્વ ગણાય છે, અને તેઓ જ્યારે વિદેહ થાય ત્યારે ભલે આ સ્થાનમાં આવીને વાસ કરે, શ્રવણ અને ધર્મવ્યાધની સદ્દગતિ માતાપિતાની સેવા-

થીજ થઇ હતી. એ ઇતિહાસ માર્કંડેયે લોક સંગ્રહાર્થે પણ ભૂલવો જોઇતો નથી. પોતાને જન્મ આપનાર તથા ઉછેરી મોટો કરનાર અને આજીવિકા માટે વિદ્યા કલાદિનું જ્ઞાન અપાવી, પોતે સંપાદન કરેલાં ધન, ક્ષેત્ર, ધામ, ગામ અને ગરાસ સુદ્ધાં પુત્રને સોંપી, કેવળ છૂટા હાથે સ્વર્ગે સિધાવ-વનાર માતા-પિતા કરતાં પુત્રને માટે કોઇ પણ મનુષ્ય અધિક મનાતું નથી. તેથી માતાપિતાના ઋણથી પુત્ર ક્યારે પણ છૂટી શકતો નથી.

હે નારદ ! હવે તમે આ માર્કંડેયને લઇ સત્વર મૃકંડ ઋષિ પાસે જાઓ અને એમનું તમે સારી રીતે આશ્વાસન કરીને તેમના મનનું સમાધાન કરજો. ને કહેજો કે—હે મુનિ-રાજ ! અને સતી સુદેહા ! આ તમારી તપશ્ચર્યાના ફળરૂપ તમારો માર્કંડેય શ્રીસદાશિવના પ્રતાપે કાલ ઉપર વિજય મેળવીને આવ્યો. હવે મહાદેવના નિર્મેલા બારજ વર્ષના આયુષ્યનો અવધિ મટયો. માટે તમે નિશ્ચિંત થઇ તે મહાદેવનાજ ભજન સ્મરણમાં આરૂઢ થઇ તમારા આત્માનું સાર્થક કરો. તમારો પુત્ર તમારી વૃદ્ધાવસ્થામાં તન, મન ને ધનથી સેવા કરશે. ને તમારા દેહાંત થયા પછી તે પોતાના સાર્થક માટે પોતાના ગુરુની સેવામાં કે તીર્થ ભૂમિમાં નિવાસ કરવા ઇચ્છાનુસાર ગમન કરશે.

એ પ્રમાણે મહાનુભાવ શ્રીકાલજિત યોગીનું કથન સાંભળી, નારદ અને સનકાદિક માર્કંડેયને લઇ મૃકંડાશ્રમમાં જવા તત્પર થયા. પોતાનાં માતાપિતાને ઘેર જવા તત્પર

થયેલો માર્કંડેય પોતાના મહા સમર્થ અને પોતાના ઉપર અનવધિ ઉપકાર કરનારા પોતાના સદ્‌ગુરુ શ્રીકાલજિત યોગીથી છુટો પડતાં તે મૂનિ વર્યના ચરણકમળમાં સાષ્ટાંગ નમન કરી મુનિની પાસે પ્રેમાશ્રુથી પોતાનાં નયનો ભરી ગદ્‌ગદ્ કંઠ થઇ પ્રાર્થના કરવા લાગ્યો કે હે કૃપાનાથ! હે કારુણ્ય કૂપાર ! હે દયાનિધે ! હે પ્રાણાત્મા ! મારાં સાચાં માતાપિતા તો આપ છો; જેમણે મને કાલરૂપ સિંહના પંજામાંથી છોડાવ્યો, જેમણે મને અખંડાનંદરૂપ પરમાત્માનાં દર્શન કરાવી, સંસારના જન્મ મરણરૂપ અનવધિ દુઃખથી મુક્ત કર્યો, તેમને છોડીને માત્ર જન્મ આપનારાં માતાપિતાના શરણમાં હું જાઉં છું; હે દયાલો ! મારું ગમન માત્ર સદ્‌ગુરુશ્રીની આજ્ઞાનું પાલન એજ છે. બાકી હવે આપના ચરણકમલ વિના મારું આ સંસારમાં કોઇ પણ હિતચિંતક, પ્રિય કે ઇષ્ટ નથી. જો હું મારાં માતાપિતાને ત્યાં આજ સુધી પડી રહ્યો હોત, મહર્ષિ નારદ અને સનકાદિકે મારા ઉપર જે અકારણ કરુણા કરી તે ન કરી હોત તો તો ક્યારનોય કાલનો ગ્રાસ થઈ ગયો હોત. ને ક્યાંય સંસારમાં ગોથાં ખાધા કરતો હોત. પણ અત્યારે જે જિવન્મુક્તિના સુખનો ભાગી થયો છું તે આપ જેવા દયાલુનોજ પ્રતાપ છે. હે નાથ! હું ગમે તેવો પણ આપનોછું. કદાચ હું આપનો બાલક હોવાથી આપને ભૂલી જાઉં પણ મને આપ ક્યારે પણ ભુલશો નહિ. અને દયા કરી ક્યારે ક્યારે

ધ્યાનકાલે મારા ભણી કૃપા કટાક્ષનું ક્ષેપણ કરશો; ને મારા હૃદયમાં આપનું સ્મરણ કરાવશો.

તે પછી નારદ, સનકાદિક અને માર્કંડેય એ સર્વ મૃકંડાશ્રમમાં આવ્યા.

આ સમય પ્રાતઃકાળનો છે. મુનિ મૃકંડ તો નાહીને પ્રાતઃકાળના સંધ્યાવંદનમાં બેઠા ને સુદેહા પણ સ્નાન કરી સંધ્યાનાં સાહિત્યો મુનિને તૈયાર કરી આપવા પાસે આવ્યાં. ને પોતાના સ્વામીને કહેવા લાગ્યાં કે પ્રાણનાથ! આજે તો હમણાં મને ઉઠવાની તૈયારીમાંજ એક સ્વપ્ન આવી ગયું. ને હજુ પણ તેનો ને તેનો આભાસ મારી દૃષ્ટિ આગળ તરે છે; પણ એવું એ સ્વપ્ન છે કે સંભારતાંજ મારૂં હૃદય ભરઇ જાય છે; આંખોમાં આંસુ આવે છે; ને પછી હૃદયમાં ઉંડા નિશ્વાસ નંખાતાં કોઈ પ્રકારનો હૃદયમાં દાહ થાય છે; તેથી અસ્વસ્થ થઇ જવાય છે.

મૃકંડમુનિ—પ્રિયા! સ્વપ્ન શાનું આવ્યું હતું? ને તમે તેમાં શું દીઠું હતું?

સુદેહા—(ગદ્દગદ કંઠ થઇને હૃદય ભરાઇ આવવાથી રહી જવાયું. અને રોતાં રોતાં બોલ્યાં કે,-હે નાથ! સ્વપ્નાની વાત શી કહું? જાણે કે મારો માર્કંડેય કોઈ ચાર પાંચ બ્રહ્મચારીઓની સાથે આપણે ઘેર આવ્યો. એવું મને સ્વપ્ન આવ્યું. પણ હું હીન ભાગીને એવો સમય ક્યાંથી આવે? જેને અહીંથી ગયાં પણ આજ કાલ કરતાં ચાર પાંચ વર્ષ

થયાં; ને તેમાં પણ તેને બારમા વર્ષનું વય પુરું થઈ ગયું, જેથી તે હવે પૃથ્વીમાં વિદ્યમાન પણ ક્યાંથી હોય? કે તેનું વદન કમળ હું નિહાળવા ભાગ્યવતી થાઉં? મહારાજ! જો મારા ભાગ્યમાં પુત્ર સુખ હોત તો બાર હજાર વર્ષની તપશ્ચર્યા કરતાંય મહાદેવજી જેવા ભોળા દેવને દયા ના આવી કે તેમણે બારજ વર્ષનો અલ્પાયુષી પુત્ર આપ્યો. વરદાન આપતાંજ તે દેવોત્તમ બોલ્યા હતા કે હર્ષ અને શોક પમાડનારો પુત્ર થશે; તો તે પ્રમાણેજ થયું; ને હર્ષ ને શોક બન્ને દીઠાં. એવો પૃથ્વી પર કોણ સમર્થ હોય કે મહાદેવજીને જૂઠા પાડી મારા પુત્રને જીવાડે?

અરેરે! હું કેવી અભાગિણી! કે મારા પુત્રને અવસાન સમયે પણ વિયોગ કરાવ્યો! હે નિર્દય વિધાતા! તને ધિક્કાર છે. અધુરામાં પૂરા પેલા બકદાલભ્યે આવી પુત્રનો વિયોગ કરાવ્યો; નહિ તો જે થવાનું હોત તે આપણે ઘેરજ થાત. અરેરે! બિચારાના પ્રાણ અને શરીરનો વિયોગ થતાં શુંએ વ્યાધિ થઈ આવ્યો હશે? ને કેટલું દુઃખ થયું હશે? દુઃખના વખતે નાના બાળકને માબાપ સાંભરે. અરેરે! તે ભૂખે પીડાયો હશે, તરષે પીડાયો હશે, અને કોણ ઔષધોપચાર પણ કરે? ઘેર હોત ને તેનું અવસાન થયું હોત તો તેની સેવાચાકરી પણ કરત, બનતા પ્રયત્ને તેને ઔષધોપચાર કરત, આતો જેમ કોઈ અનાથ પંથી (વટેમાર્ગુ જેમ) અથડાતો ટીચાતો ધર્મશાલા આદિ સ્થાનોમાં મરણ પામે, તેમ બિચારે ઘણું દુઃખ પામી અંતે

દેહ છોડયો હશે ! ત્યાં એનું બિચારાનું કોણ હોય ? અરે આવાં તે કોઇ આપણા જેવાં નિર્દય માબાપ હોય ? કે મરનારા દીકરાને પણ દેશવટો દે. અરેરે ? એ બીચારાનો જીવ પરાણે ના છૂટકે અશાંતિમાં આ સૃષ્ટિનો ત્યાગ કરીને પરલોકમાં ગયો હશે. ઘેર હોત તો એમ જાણત કે દૈવ આગળ મનુષ્ય પરાધીન છે ? એમ જાણી એની પાસે રહી એને ધૈર્ય આપત, એને કાંઇ પુન્યદાન આદિ ધર્મ ક્રિયા કરાવત, એની પાસે ઇશ્વર સ્મરણ કરાવત, અરેરે ? માત્ર એક દિકરાને પણ આપણથી સચવાયો નહિ ? ને બોલ્યા બ્રહ્મદાલભ્યનું વચન માની એને મરણ સમયે પણ આંખોથી આઘો કાઢયો ! અરેરે ! જગતમાં પણ આપણી નિંદા થાય એમાં આશ્ચર્ય શું ? અરે મારાં નેત્રના રત્ન માર્કંડેય તું આ તારાં નિરાધાર માબાપનો ત્યાગ કરી સ્વર્ગમાં સિધાવ્યો કે શું ? અરે મારા વહાલા પુત્ર ! હું તારું મુખકમળ હવે કયારે ને કયાં જોઇશ ? એમ બોલી ઉંચા સાદે રડી પડયાં. આ સુદેહાની અતિ દીનતા ભરેલી ને કરુણાજનક વાણી સાંભળી મૃકંડની આંખો પણ અશ્રુથી ભરાઇ આવી પણ તેમણે સંસારની અસારતાનો વિચાર કરી દૃઢતાથી હૃદયને વશ રાખ્યું.

એવામાં દેવર્ષિ નારદે ઉંચા સાદે ઉચ્ચાર કર્યો કે હે મુનિ મૃકંડ ! આપ પર્ણકુટીમાં છો કે ? તમારે ત્યાં અણધાર્યા છ પરોણા આવ્યા છે.

મૃકંડ તથા સુદેહા—( પરસ્પર વાત કરેછે કે અરે કોણ હશે અત્યારમાં ! ચાલો, જોઇએ તો ખરાં ? ) એમ વિચાર કરી બહાર આવ્યાં, ત્યાંતો દેવર્ષિ નારદ સનકાદિક ચાર ઋષિઓ અને જેને માટે પરિતાપ કરતાં હતાં તે પોતાના જીવતા પુત્ર માર્કંડેયને જોઇને તો મૃકંડ અને સુદેહાને એવો અનવધિ આનંદ થયો કે આ તે શું ? આતે શું જોઈએ છીએ ? આતે સાચું કે જૂઠું ? આ તે દિવસ છે કે રાત્રિ ! એમ તે બન્ને દંપતીને બેભાન થયું ? અને અવનવો દેખાવ જોતાં જાણે સાચેજ શરીરનું ભાન ભૂલ્યાં હોય એવાં થઈ ગયાં. તે જોઈ નારદે વિચાર્યું કે આ પ્રેમ ઘેલાં બનેલાંને મારે જરા જાગ્રત કરી સમજાવવા પછી નારદ મુનિ બોલ્યા કે;—

મુનિરાજ મૃકંડ ! તમે અને સુદેહા જરા પણ મનમાં શંકા કે વહેમ લાવશો નહિ. ને આ તમારો પુત્ર માર્કંડેયજ છે. એનું મરણ થયુંજ નથી. ને તે પોતે જીવતોજ છે. એને એવા એક પૃથ્વીના પરમેશ્વરરૂપ સદ્ગુરુ મળ્યા કે એને માથે જે બારમા વર્ષના અંતે મોતનું સાલ હતું તે મટાડી વિધાતાના લેખ પર મેખ મારી, શંકરના વચનને ઉથામી નાખી, માર્કંડેયને સ્વેચ્છા મૃત્યુવાળો કરી આપ્યો છે. એનું મરણ એના સ્વાધીનમાં છે હવે તે નિરંતર તમારી પાસે રહેશે. વૃદ્ધાવસ્થામાં તમારી સેવા કરી તમને સંપૂર્ણ સંતોષ પમાડશે. ને તમારા દેહાવસાન પછી તે સ્વેચ્છાનુસાર તમારા સ્થળમાં કે તેના સદ્ગુરુના સ્થા-

નમાં ઇચ્છાનુસાર નિવાસ કરશે. તમે બકદાલભ્ય મુનિના કહેવા પ્રમાણે વર્તી તેને ઉપનયન સંસ્કાર કરી તીર્થ યાત્રા નિમિત્ત મોકલ્યો તો તેનું મરણ વિઘ્ન ટળ્યું; ને તે દીર્ઘજીવી થયો. તે શી રીતે દીર્ઘજીવી થયો ? તે સંબંધી સાંભળવા યોગ્ય સવિસ્તર વૃત્તાંત તમને તમારો પુત્ર કહેશે.

આ પ્રમાણે અમૃત તુલ્ય નારદની વાણી સાંભળી મૃકંડ અને સુદેહા ઘણાંજ ખુશી થયાં. ને તેમને કહ્યું કે, હે મહાશય! તમેજ જાણે અમને આ પુત્ર આપ્યો, એમ કહી તે બન્નેએ નારદ અને સનકાદિકને પ્રણામ કર્યા. પછી નારદ બ્રહ્મલોકમાં ને સનકાદિક બદરીકાશ્રમમાં સિધાવ્યા.

મૃકંડ અને સુદેહાને પોતાનો પુત્ર માર્કંડેય મળ્યો ને તેનું મરણ વિઘ્ન નિવારણ થયું આ બધું જાણી, દ્રષ્ટિએ જોઇ અને પોતાના કાનેજ દીર્ઘજીવી થયાની વાત પ્રત્યક્ષ સાંભળીને જે આનંદ થયો તે અકથ્ય છે. છતાં તેને શબ્દોમાં વર્ણવવો હોય તો જેમ કોઇ સારા સદ્‌ગૃહસ્થનો ઘરડપણમાં થયેલો પોતાના આધારરૂપ એકનો એક પુત્ર મૃત્યુ પામેલો હોય તે જીવતો થઇને આવતાં જેવો આનંદ થાય તેવો તે દંપતીને થયો. કોઇ સારાં સુપાત્ર સંબંધીઓને પ્રિય સંબંધી પ્રાણવિહીન થયેલો હોય તેના શરીમાં પુનઃ જીવ આવતાં તે સુપાત્ર સંબંધીઓને જેવો આનંદ થાય તેવો તે દંપતીને થયો. કોઇ દુષ્કાલમાં પિડાતા અનાથ દુઃખી કુટુંબને કોઇ દયાળુ અન્ન વસ્ત્રનો આશ્રય આપે ને તે પીડિતને જેવો

આનંદ થાય તેવો તે દંપતીને થયો, કોઈ દરિદ્રીને ચિંતામણિ મળતાં જે આનંદ થાય તેવો તે દંપતીને થયો. અતિ લોભીને કોઇ સ્થળેથી દાટેલું ધન મળતાં જેવો આનંદ થાય તેવો તે બન્ને સ્ત્રી પુરુષને થયો. કોઈ પ્રેમીલી યુવતીને પોતાનો વિદેશ ગયેલો સ્વામી ઘણા દિવસે આવી મળતાં જેવો આનંદ થાય તેવો તેમને થયો. આર્દ્રા નક્ષત્રમાં વવરાવીને અટકેલો વર્ષાદ પુષ્ય અશ્લેશામાં પણ આંખો ખેચાવીને સારી વૃષ્ટિ કરતાં જેવો કૃષિકારો (ખેડુતો) ને આનંદ થાય તેવો થયો. પરણવાની ઇચ્છાવાળા કોઇ મોટા વયના પુરુષને પોતાનું લગ્ન થતાં જેવો હર્ષ થાય તેવો હર્ષ આ મૃકંડ સુદેહાને થયો. તે પછી મૃકંડ અને સુદેહા પાસે માર્કંડેય ઘણા વર્ષ સુધી રહ્યો; ને તે પ્રતિદિન માતાપિતાના હૃદયનો ભાવ સમજી તેમનું ઇચ્છિત સિદ્ધ કરી આપતો હતો. તેમજ તે માતાપિતાને પ્રતિક્ષણ સુખ આપતો ઘણાં વર્ષ સુધી માતા પિતાની સેવામાં તત્પર રહ્યો ને માતા પિતાનું અવસાન થતાં તે પોતાના સદ્ગુરુના આશ્રમમાં ગયો ને ગુરુ સેવામાં પોતાના તન–મનને જોડી તે માહાશય કાલજિત યોગીને અપાર સંતોષ આપી પ્રસન્ન કર્યા. તે પછી વૈરાગ્યથી પોતાને શરીર રાખવાનો કંટાળો ઉપજતાં જ્યારે પોતાના તે દેશીકવરે (સદ્ગુરુએ) પોતાના દેહનો ઉત્સર્ગ કર્યો તે પછી પણ તે પોતાના સદ્ગુરુના આશ્રમને શોભાવવા માટે માર્કંડેયે કેટલાક કલ્પ સુધી પોતાના શરીરને રાખ્યું; અને અંતે દેહ રાખવાનું કાંઇ પણ પ્રયોજન

ન જણાતાં પોતાના નિવાસના કારણરૂપ શરીરને પણ જેનું હતું તેને સોંપી પોતે વિદેહ મુક્તિનો આશ્રય કર્યો.

**સારાંશ**—આ ઇતિહાસમાંથી મૃકંડ ઋષિનો સંસારપર સમભાવ, સદેહાની સ્વામી સેવા, કારુણ્ય ઋષિનાં પત્ની સુમંગલાની સજ્જનતા, બકદાલ્ભ્ય મુનિને મિત્રના દુઃખમાં ભાગ લેવાની ને મિત્રનું ઇષ્ટ કરવાની રીતિ, શ્રીનારદ અને સનકાદિકનું પરોપકારીપણું અને શ્રીકાલજિત મુનિનો નિર્માની પરોપકારી અને આત્મ સ્તુતિ રહિત સ્વભાવ એટલું આ પુસ્તક વાંચનારને આદરણીય છે. વિશેષમાં ભજનાનંદી પુરુષોનો પ્રભાવ, મહાત્માની સેવાના લાભનું ફળ કાંઇ અલ્પ કે તુચ્છ નથી; પણ વિશેષ છે. પુરુષાર્થનો પ્રભાવ કેટલો બધો મહત્ત્વવાળો છે? પ્રયત્ન સાધ્ય કાંઇ નથી, એમ નહી; માટે અવશ્ય પ્રમાદનો ત્યાગ કરી પુરુષાર્થ કરવો. યોગનો કેવો અદ્‌ભૂત મહિમા છે? ને તે યોગ વિદ્યાનો આશ્રય કરનારા પુરુષો પણ ધારે એ સિદ્ધ કરી શકે છે. એટલું આ લેખપરથી સારરૂપે સમજવાનું છે.

ઇતિ શિવમ્.

# નિવેદન.

રૂ. ૧-૮-૦ માં ૧૬૦૦ પૃષ્ઠો આપવા મેં જણાવ્યું હતું અને તેથીજ ૩ જા વર્ષની પ્રથમ ગર્જના ઉપર ૨૫ મી ગર્જનાનો આંક મૂક્યો હતો. પરંતુ તેના ૨૦૦૦ ગ્રાહકો થાય એમ સંભવ ન હોવાથી તે ક્રમ બંધ રાખી ગયા વર્ષના ધોરણ મુજબ રૂ. ૦-૮-૦ માં ૪૦૦ પૃષ્ઠો આપવાનું નક્કી કરી તે યોજના અમલમાં આણી છે. ૪૦૦ પૃષ્ઠોના હીસાબે ૨૫ મી ગર્જનાને ૨૫, ૨૬, ૨૭, ૨૮, ગર્જના તરીકે ગણવાની છે અને આ ગર્જનાને ૨૯ થી ૩૩ સુધી ગણી તે પ્રમાણેનો આંક આ ગર્જનાના પૂંઠા ઉપર મૂક્યો છે.

મંત્રી.

---

# દ્રવ્યની મદદનો સ્વીકાર.

રૂ. ૦-૮-૦ શ્રીયુત ઉત્તમભાઈ ભાણાભાઈ પંચોલી મુ. નવસારી તરફથી આ સંસ્થાને ભેટ તરીકે મળ્યા છે જે માટે આ સંસ્થા તે ગૃહસ્થનો ઉપકાર માને છે.

# ગર્જનાના ગ્રાહકો વધારી આપનાર સજ્જનોના આભારનો સ્વીકાર.

નીચેના સજ્જનોએ ગર્જનાના ગ્રાહકો વધારી આપ્યા છે તે માટે તેમનો પ્રેમપૂર્વક ઉપકાર માનવામાં આવે છે.

શ્રીમાન્ ભાઈલાલભાઈ વિશ્વનાથ હજુર આસીસ્ટન્ટ સાહેબ સચીન, રા. પ્રાણજીવન નારણદાસ સચીન, રા. હરિપ્રસાદ વિષ્ણુરામ અમદાવાદ, રા. ડાક્તર બાપાલાલ કેવળદાસ પટેલ અમદાવાદ, રા. દુલ્લભ વલ્લભ દરજી આફ્રીકા, રા. રા. પુરૂષોત્તમ વલ્લભ દરજી આફ્રીકા, રા. વસનજી ગોસાઇ દેસાઈ આફ્રીકા, રા. રણછોડજી નીછાભાઇ દેશાઈ આફ્રીકા, રા. સુખા ભગવાન દરજી આફ્રીકા, રા. જટાશંકર માધવજી વ્યાસ કરાંચી, પૂજ્ય સ્વામી શ્રી મુકુન્દાશ્રમ ખંભાત, રા. ખત્રી ઝીણાભાઈ આણંદજી મુંબઇ, રા. કલ્યાણ પરષોત્તમ દરજી આફ્રીકા, રા. વેલજી મૂલજી દાઇયાના કરાંચી, રા. સોમેશ્વર છગનલાલ કીશોર-પાટણ, રા. ખબાશંકર જેદેવરામ પંડયા મુંબઇ, રા. ગૌરીશંકર કરૂણાશંકર ભટ્ટ નાગપુર, રા. નાનુભાઇ પ્રેમાનંદ વેદ્ય નવસારી, રા. દાજીરાજ કુબેર પોષ્ટમેન ગીરમથા, ગોકળદાસ જુઠાભાઇ મુંબઇ, મયાશંકર જયશંકર જોશી પલસાણા, શ્રીમતી બહેન રૂક્મણી વનિતા વિશ્રામ અમદાવાદ, રા. માધનજી સગળજી બ્રહ્મભટ્ટ રૂપાલ.

# ગર્જનાના એજન્ટો.

નીચે જણાવેલાં સ્થળોએ જે જે સદ્‌ગૃહસ્થોને એજન્ટ તરીકે નિમવામાં આવ્યા છે તે તે ગામના ગૃહસ્થોએ તે તે એજન્ટો પાસેથી ગર્જનાઓ મંગાવી લેવી.

**નડીઆદ**—રા. ચુનીલાલ ઓઘાભાઇ ઠે. અમદાવાદી બજાર.

**પેટલાદ**—રા. માસ્તર અચરતલાલ હર્ષદરામ વ્યાસ.

,, રા. પ્રાણજીવન બાપાજી ભટ્ટ વ્યાસવાડા.

**ખંભાત**—રા. મંગળદાસ કેશવલાલ કડીયાપોળ.

**સચીન**—રા. પ્રાણજીવનદાસ નારણદાસ પબ્લીક વર્કસ ડીપાર્ટમેન્ટ.

**આફ્રીકા**—રા. દુલ્લભ વલ્લભ દરજી અને પુરુષોત્તમ વલ્લભ દરજી.

**આફ્રીકા**—રા. વસનજી ગોસાઇ.

**સોજીત્રા**—રા. સોમેશ્વર મોતીરામ જાની.

**પીજ**—રા. બાળકૃષ્ણ વનમાળી જાની.

**સુરત**—રા. ચુનીલાલ ખીમચંદ મારફતિયા.

,, રા. હરીશંકર લક્ષ્મીશંકર.

**વડોદરા**—રા. બુકસેલર મોહનલાલ મનસુખરામ લહેરી પુરા દરવાજા-વડોદરા.

ચોખ્ખી ચાંદીના દાગીના બનાવનાર તથા વેચનાર.

## પંચાલ ભુલાભાઈ હીરાચંદ.



ચારૂતરનું




કંઇ સેંકડો રોગ ઉપર આ એકજ દવા ઘણી ફતેહમંદી સાથે વપરાય છે. બધી વિલાયતી દવાની દુકાને મળે છે. રજીસ્ટર્ડ નં. ૮૪૧–૨૦ તપાસીને લેજો.

પેકીંગ ઘણી સંભાળથી ખોલજો. વખતે અંદરથી હમારી રૂ. ૫) ની ઇનામી નોટ તમોને મળી પણ આવે. કેટલોક મફત મંગાવો.

નડીઆદ. (ગુજરાત.)

**અમૃતબિંદુ ઓફીસ.**

ભુલેશ્વર–કબુતરખાના પાસે મુંબઈ નં. ૨.

# સાહિત્ય સેવાનાં સસ્તાં પુસ્તકો.

૧ શ્રી શંકરાચાર્યનાં અષ્ટાદશ રત્નો સટીક. ૧-૮-૦ પૃષ્ઠ બધાં થઇને લગભગ ૮૩૨. પોષ્ટેજ અને વિ. પિ. જુદું.

૨ શ્રીરાસપંચાધ્યાયી મૂલ્ય રૂ. ૦-૭-૦ પો. અને વિ. પિ. જુદું.

૩ શ્રીમદ્ ભગવદ્ ગીતાદિ પંચરત્ન ૦-૬-૦ પોષ્ટેજ અને વિ. પિ. જુદું પૃષ્ઠ આશરે ૬૦૦.

૪ બ્રહ્મનાદ માસિક વાર્ષિક મૂલ્ય રૂ. ૧-૮-૦ પોષ્ટેજ માફ.

૫ સનાતન ધર્મની ગર્જનાઓ. બાર માસનાં ૪૦૦ પૃષ્ઠો. વાર્ષિક મૂલ્ય ફક્ત રૂ. ૦—૮—૦ પો૦ માફ.

૬ સાસરે જતી પુત્રીને પિતાનો પ્રબોધ રૂ. ૦-૫-૦ વિ. પિ. નો ૦-૨-૦ વધુ.

૭ બ્રહ્મચર્યવ્રતનું દૌર્લભ્ય રૂ. ૦-૪-૦ વિ. પિ. નો ૦-૧-૦ વધુ.

૮ વિચાર વિનાનો આચાર તથા વિવેક વિનાની વિદ્યા. રૂ. ૦-૨-૦ વિ. પિ. નો ૦-૧-૦ વધુ.

૬, ૭ અને આઠ નંબરના પુસ્તકોનો શટ સાથે લેનારને રૂ. ૦-૮-૦ માં મળશે. પોષ્ટેજ અને વિ. પિ. માફ.

૯ ઉલટી વાણીનું સ્પષ્ટીકરણ રૂ. ૦-૧-૦ પોષ્ટેજ અને વિ. પિ. જુદું.

૧૦ શ્રી યજુર્વેદીય આહ્નિક પ્રકાશ કિ. રૂ. ૦-૪-૦ પોષ્ટેજ અને વિ. પિ. ના ૦-૨-૦ વધુ.

બીજાં પુસ્તકો માટે ૦—૦—૬ ની ટીકીટ બીડીને પ્રાઇસ લીસ્ટ મંગાવો.

મણિલાલ મગનલાલ ત્રિવેદી.
મંત્રી, શ્રીસનાતન ધર્મ પુસ્તક પ્રસારક મંડળ.
રાયપુર—અમદાવાદ.